શ્રીપૂંજાભાઈ જૈનગ્રંથમાળા-૯

# શ્રીરાજચંદ્રનાં વિચારરત્નો

સંપાદક
ગોપાલદાસ જીવાભાઈ પટેલ

"તેમના લખાણોમાંથી સત્ નીતરી રહ્યું છે એવો મને હમેશાં ભાસ આવ્યો છે. જેને આત્મક્લેશ ટાળવા છે, જે પોતાનું કર્તવ્ય જાણવા ઉત્સુક છે, તેને શ્રીમનાં લખાણોમાંથી બહુ મળી રહેશે એવો મને વિશ્વાસ છે."

— ગાંધીજી



પ્રાપ્તિસ્થાન
નવજીવન કાર્યાલય
અમદાવાદ અને મુંબાઈ (૨)




બે બોલ

સ્વ૦ રાયચંદભાઈનાં લખાણોમાંથી ચૂંટી કાઢેલી આ માળા મૂળ ગ્રંથની પ્રવેશિકારૂપે ઠીક ઉપયોગી થઈ પડશે એમાં સંદેહ નથી. વિષયવાર ગોઠવાયેલી હોવાથી જિજ્ઞાસુને બહુ સહાયભૂત થશે.

વર્ધા,
૨૪–૧૦–'૩૫

મોહનદાસ ગાંધી

# નિવેદન

'શ્રીમદ્ (ગજચંદ્ર)ની જીવનયાત્રા' પ્રસિદ્ધ કરી ત્યારે નિવેદનમાં એવી આશા પ્રગટ કરેલી કે, તેઓશ્રીના વિચારોનું દોહન કરીને, અનુકૂળતા હશે તો તેને સ્વતંત્ર પુસ્તક તરીકે પ્રસિદ્ધ કરવા ઇરાદો છે. 'જીવનયાત્રા' તૈયાર કરવા સારુ શ્રીમદના લખાણો આમેય જોવામાં તો આવેલા એનો લાભ લઈને સાથોસાથ દોહન પણ સહેજે કરી લીધું હતું. શ્રી જૈન સાહિત્ય પ્રકાશન મંડળે એને પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવા સંમતિ આપી, એટલે આ પુસ્તક પ્રસિદ્ધ કરવામા આવે છે.

આ સંગ્રહની અનુક્રમણિકા ઉપરથી જ માલૂમ પડી આવશે કે, આમા મુખ્યત્વે ધાર્મિક અને આધ્યાત્મિક વિષય જ પ્રધાનપણે છે. શ્રીમદ્ ગજચંદ્રનું મુખ્ય લક્ષ આત્મ-ચિંતન અને આત્મદર્શન હોવાથી, તેમના લખાણોમા આત્મ-કથા તથા તેના અંગભૂત ધર્મકથા જ મોટે ભાગે છે. તેમા પણ, શ્રીમદે પોતાના પુરોગામી મહાવીર જેવા એકનિષ્ઠ આત્માર્થીઓનો માર્ગ અનુસરવાનો જ પ્રયત્ન કર્યો હોઈ, કોઈ નવો માર્ગ કે નવો સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો નથી. છતાં તેમના વચનો તેમના તીવ્ર પુરુષાર્થી જીવનમાંથી પ્રગટેલા હોવાથી, તેમાં રહેલી મગ્નતા અને સચોટતા કોઈને પણ નવીન લાગ્યા વિના રહેશે નહિ

એ વચનોમાંથી જુદા જુદા મુદ્દાઓને લગતાં જે વાક્યો ધ્યાન ખેંચે તેવાં તથા તે તે મુદ્દાનું સ્પષ્ટીકરણ કરતાં લાગ્યાં, તે બધાંને મુદ્દાવાર જુદા પ્રકરણમાં ગોઠવી આ સંગ્રહમાં રજૂ કર્યાં છે. તે પ્રકરણોમાં પણ તે વાક્યોને તાર્કિક દલીલના ક્રમથી ગોઠવવા પ્રયત્ન કર્યો છે. દરેક વાક્ય પછી તે વખતની શ્રીમદની ઉંમર કૌંસમાં આંકડાથી દર્શાવી છે. જે વાક્યો અમુક ખાસ મથાળા હેઠળ સેરવી દેવાં ન લાગ્યાં, તેમને 'સદુપદેશ' નામના પ્રકરણના ટેકરે લઈ લીધાં છે. તે પ્રકરણમાં માત્ર ઉંમરનો જ ક્રમ છે.

શ્રીમદ્‌ને પૂછવામાં આવેલા વિવિધ પ્રશ્નો અને તેના તેમણે આપેલા માર્મિક ઉત્તરો એ શ્રીમદ્‌ના લખાણોનું વિશિષ્ટ અંગ ગણાય. તેમાંથી પસંદગી કરી કેટલાક પ્રશ્નોત્તરો નમૂના તરીકે જુદા પ્રકરણમાં આપ્યા છે. મૂળ અથવા મોટા ફકરાઓમાંથી અમુક વિચાર જુદો તારવી લેતાં કેટલીક જગાએ વચ્ચેના વાક્યો અથવા શબ્દો છોડી દીધા છે ત્યાં [ ] આવાં ટપકાં મૂક્યાં છે તથા બાકી રહેલાં વાક્યો જોડવા માટે ઉમેરેલા શબ્દો [ ] આવા કૌંસમાં જુદા પાડ્યા છે.

શ્રીમદના ધર્મસિદ્ધાંતો તથા અધ્યાત્માદિના વિવેકપૂર્વક તારણ કરીને એક પરિચયાત્મક નિબંધ પણ તેમના વિચારરત્નો સાથે જોડાય, તો વાચકવર્ગને ઉપયોગી નીવડે એ દૃષ્ટિએ, "'શ્રીમદ્ રાજચંદ્ર' — એક સમાલોચના" નામનો એક અભ્યાસપૂર્ણ નિબંધ શ્રી પંડિત સુખલાલજીએ તૈયાર કરી આપી અમને આભારી કર્યા છે. એ નિબંધના થોડાક ભાગ તે ૧૯૪૭ની રાજચંદ્ર જયંતી પર અમદાવાદમાં

વ્યાખ્યાનરૂપે વાચવામાં આવ્યા હતા. એ નિબંધ આ ગ્રંથમાં ૭ જા ખંડ તરીકે આપવામાં આવ્યો છે.* તે 'શ્રીમદ્રાજચંદ્ર' એ બૃહદ્ગ્રંથની ટૂંકી, સુદૃઢ, વિવેચનાત્મક પ્રવેશિકાની ગરજ સારશે.

ગાંધીજીએ પોતાના ધર્મમંથનકાળમાં શ્રીમદ્ રાજચંદ્રને લખેલા પત્રો અને તેમના શ્રીમદે આપેલા જવાબો ત્રીજા ખંડમાં આપ્યા છે.

'શ્રીમદની જીવનયાત્રા' અને આ પુસ્તક એ બે મળીને જિજ્ઞાસુ જનતા માટે શ્રીમદ્ રાજચંદ્રનો પરિચય કરવા પ્રારંભિક પૂરી સામગ્રી આપશે એવી આશા છે

શ્રીમદના વિદ્યમાન નિકટના પરિચિતોમા પૂ ગાંધીજી પ્રમુખ ગણાય. આ ગ્રંથ માટે તેઓશ્રી કાઈક આદિવચન આપે એમ મ્હેજે મનમા થયુ. અને તેઓશ્રીએ તે તરત સ્વીકારી લીધુ પોતાના અતિ રોકાયેલા સમયમાંય આ ગ્રંથના મૂળ લખાણને જનક સરખું નજર તળે કરી જઈ, જે બે બોલ લખી આપ્યા છે, તે વાચકો આગળ આ ગ્રંથની આખી સિનારમના વાક્ય છે.

'જીવનયાત્રા' તેમજ આ સંગ્રહ માટે શ્રીમદના ફોટાનો બ્લોક ખુશીથી વાપરવા દેવા માટે, તેમજ 'શ્રીમદ્રાજચંદ્ર' પુસ્તકનો ઉપયોગ કરવા દેવા બદલ શ્રીપરમશ્રુતપ્રભાવક મંડળના સંચાલકોનો અત્રે આભાર માનવો ઘટે છે

— પ્રકાશક

---

* તે નિબંધમા જે અંક મૂક્યા છે, તે સં ૧૯૮૨વાળી બીજી નાગરી આવૃત્તિના છે, તે અહીં જણાવી લેવુ ઠીક થશે

# આવશ્યક સૂચના

પહેલા ખંડમાં આપેલાં વચનામૃતોનો પાઠ સં. ૧૯૭૦માં પ્રસિદ્ધ થયેલી 'શ્રીમદ્રાજચંદ્ર' ગ્રંથની દ્વિતીયાવૃત્તિમાંથી લીધો છે. ત્યાર બાદ તે ગ્રંથના પ્રકાશકોએ તે પાઠમાં જે સુધારા-વધારા કર્યા છે, તે નીચે જણાવ્યા છે. ખાસ કરીને બાળબોધ અક્ષરોમાં જણાવેલા સુધારા પુસ્તકમાં કરી લઈને જ પુસ્તક વાંચવાનું શરૂ કરવું એવી વાચકને સૂચના છે.

| પાન | લીટી | ભૂલ | સુધારો |
|---|---|---|---|
| ૫ | ૧૧ | એવી મનુષ્યતા | એવું મનુષ્યપ્રાણી |
| ૧૭ | ૧૪ | પ્રવૃદ્ધિના | પ્રવૃત્તિના |
| ૪૭ | ૫ | પોતાને માટે | પોતાને માટે, પરને માટે |
| ૫૪ | ૭ | તો गृहस्थाश्रमे अभ्यासे | तो अभ्यास |
| ,, | ૮ | छतां सामान्य | छतां गृहस्थाश्रमे सामान्य |
| ૭૦ | ૩ | પરમેશ્વર છે | પરમેશ્વર થાય છે |
| ૭૩ | ૧૫ | તે આત્મા | તે ક્રિયાનો આત્મા |
| ૭૭ | ૧૧ | અટળ | એટલે |
| ૭૮ | ૧૦ | રાગાદિ | શબ્દાદિ |
| ૮૬ | ૪ | क्रोधस्वभाव ना | क्रोधस्वभावना |
| ,, | ૧૭ | वर्ते समभाव जो | वर्ते ते ज स्वभाव जो |
| ૯૧ | ૧૮ | [ ૩૩ ] | [ ૨૮ ] |
| ૧૧૦ | ૨૩ | અબંધનપણું | અબંધવપણું |
| ૧૧૫ | ૧૮ | [ કાચા ] | દશકા |
| ૧૨૫ | ૨૦ | શુદ્ધ થયે | શુદ્ધ થવું |
| ૧૨૭ | ૨૬ | ભોગવવા જેવું કરવું | ભોગવવાના વિચારમાં પડવું |




# અનુક્રમણિકા

## ખંડ ૨ જો



## ખંડ ૩ જો

# ટૂંક જીવનચરિત્ર

શ્રીમદ્ રાજચંદ્રનો જન્મ કાઠિયાવાડમા આવેલા વવાણિયા ગામમા સં ૧૯૨૪ના કારતક સુ ૧૫ને દિવસે થયો હતો તેમના પિતા મહેતા રવજીભાઈ પંચાણભાઈ વૈષ્ણવ હોઈ કૃષ્ણભક્ત હતા એટલે શ્રીમદનો કુટુબધર્મ વૈષ્ણવ હતો શ્રીમદની માતા દેવબાઈ જૈન કુટુબમાથી આવેલા હતા વવાણિયાના બીજા વણિક કુટુમ્બો પણ જૈન હતાં એટલે માતાની જૈન અસર ઉપરાત તેમને આમપાસથી પણ જૈન વાતાવરણ મળ્યુ હતું એને પ્રભાવે તે નાનપણથી વૈષ્ણવધર્મી જ્ઞાન ઉપરાત જૈનધર્મી જ્ઞાન પણ મેળવવા લાગેલા પોતાની આત્મકથારૂપે ૨૨ વર્ષની ઉમરે લખેલા એક લેખમા તેમણે જણાવ્યુ છે 'મારા પિતામહ કૃષ્ણની ભક્તિ કરતા હતા તેમની પાસે તે વયમા કૃષ્ણકીર્તનના પદો મે સાભળ્યા હતા, તેમજ જુદા જુદા અવતારો સંબધી ચમત્કારો સાભળ્યા હતા, જેથી મને

ભક્તિ માર્ગે એ અવતારોમાં પ્રીતિ થઈ હતી. . . .
હળવે હળવે મને [જૈન લોકોનાં] પ્રતિક્રમણસૂત્ર ઇત્યાદિ પુસ્તકો વાંચવા મળ્યાં, તેમાં બહુ વિનયપૂર્વક સર્વ જગત અને જીવથી મિત્રતા ઇચ્છી છે, તેથી મારી પ્રીતિ તેમાં પણ થઈ અને પેલામાં પણ રહી હળવે હળવે આ [જૈન] પ્રસંગ વધ્યો." અને પછી તો તે જૈનપરંપરાથી જ સર્વાંશે રંગાઈ ગયા.

પ્રથમથી જ તે પ્રતિભાશાળી બાળક હતા. સાડા સાત વર્ષે એમણે શાળામાં અભ્યાસ શરૂ કર્યો. તેમની સ્મૃતિ એટલી બધી તીવ્ર હતી કે, એક વાર પાઠ સાંભળ્યો એટલે તે તેમને યાદ રહી જતો. એક માસમાં તો તેમણે આંક પૂરા કર્યા. વડા વિદ્યાર્થીએ તેમને પહેલી ચોપડી શરૂ કરાવી હતી પછી તો તેમણે પોતે સાતે ચોપડી પૂરી કરી અને પોતે શીખેલી પહેલી ચોપડી પોતાના શિક્ષક પેલા વડા વિદ્યાર્થીને જ શિખવાડી. એ પરથી તેમની સ્મૃતિશક્તિનો કાંઈક ખ્યાલ આવશે.

તેટલી નાની ઉમરથી જ રસિક વાતો અને કથાઓ જોડી કાઢી રસિક રીતે કહી બતાવવાની તેમનામાં શક્તિ હતી. આઠ વર્ષની ઉમરથી કવિતા રચવાની તેમણે શરૂઆત કરી હતી તે વખતે તેમણે સામાન્ય રીતે મળી શકે તેવા કવિતાના બધા ગ્રંથો વાંચી કાઢ્યા હતા, અને ઘણાખરા તેમને મોઢે હતા. આઠ વર્ષની ઉમર દરમિયાન તેમણે ૫૦૦૦ કડીઓ રચેલી કહેવાય છે. નવ વર્ષની ઉમરે તેમણે રામાયણ અને મહાભારત પદ્યમાં રચ્યાં હતાં.

નાનપણથી જ તેમનામાં નવું જાણવાની, નવું સાંભળવાની અને નવું શીખવાની તથા તેના પર મનન કરવાની ભારે ટેવ હતી. દશમે વર્ષે તો તે ઘણા વિષયો ઉપર છટાદાર ભાષણો આપતા. ૧૧ વર્ષની વયથી તેમણે ચોપાનિયાંમાં લેખ લખવા માંડ્યા હતા, અને ઇનામી નિબંધો લખી યોગ્ય ઇનામો પણ પ્રાપ્ત કર્યાં હતાં. તે જ વર્ષે સ્ત્રીકેળવણીની ઉપયોગિતા વિષે પણ એક નિબંધ તેમણે લખ્યો હતો. બાર વર્ષની વયે ત્રણ દિવસમાં ઘડિયાળ ઉપર તેમણે ત્રણસો કડીઓ લખી કાઢી હતી.

તેર વર્ષની વયે તે અંગ્રેજીનો અભ્યાસ કરવા રાજકોટ ગયા. પણ તેમાં તે વધુ વખત લાગી રહ્યા હોય એમ લાગતું નથી. કારણ તેર વર્ષ પૂર્ણ થયા બાદ તેમણે પિતાની દુકાને બેસવાનું શરૂ કર્યું. ત્યાં પણ તેમણે વાંચન-મનન ચાલુ જ રાખ્યું પરંતુ તે ધાર્મિક વિષયો પૂરતું જ. સંસ્કૃત પ્રાકૃતના નિયમિત અભ્યાસ વગર તેઓ તે ભાષાના ગ્રંથો સરળતાથી વાંચી લેતા અને યથાર્થ સમજતા. તેમની યાદશક્તિ અસંત તીવ્ર હોવાથી અવધાનના પ્રયોગો જેવું પણ તે નાનપણથી કરતા. તેમની તે શક્તિથી ચકિત થઈ એક બે ગૃહસ્થોએ તેમને કાશી ભણવા જવાનું ખર્ચ આપવાની પણ તૈયારી બતાવેલી. પરંતુ તે તો જુદા જ રસમાં તણાયે જતા હતા, એટલે તેમણે ના પાડી. તે પોતે જણાવે છે તેમ, શિશુવયમાંથી જ વિવેક-વૈરાગ્ય અને મુમુક્ષુતાની વૃત્તિ જાગવાથી તેમનામાં પરભાષાભ્યાસ કે સાંપ્રદાયિક શાસ્ત્રાભ્યાસ કરવાની વૃત્તિ જ રહી નહોતી. પોતાનામાં એટલી નાની ઉંમરે જાગેલી તત્ત્વજિજ્ઞાસાને તેમણે

પુનર્જન્મની સાબિતી તરીકે એક જગાએ આ પ્રમાણે ટાંકી છે:

લઘુ વયથી અદ્‌ભુત થયો તત્ત્વજ્ઞાનનો બોધ
એ જ સૂચવે એમ કે ગતિ આગતિ ક્યાં શોધ.
જે સંસ્કાર થવો ઘટે અતિ અભ્યાસે ક્યાંય,
વિના પરિશ્રમ તે થયો, ભવશંકા શી ત્યાંય?

નાનપણથી તેમણે જે વાંચનમનન કર્યું હતું તેને અક્ષરબદ્ધ કરવાનું તેમને સહેજે સૂઝ્યું. ૧૬મા વર્ષ પહેલાં તો તેમણે અંગત નોધ જેવુ લખવાનુ પણ શરૂ કરી દીધું હતું એમ લાગે છે. તેમાં ધર્મનીતિ તથા મોક્ષાર્થ વિષે પણ ગૂઢ ચિંતનો આપણને જોવા મળે છે. પરમ પુરુષાર્થની સાધનાનુ વ્યવહારનીતિ એ મુખ્ય અંગ છે એ પણ ત્યાર્નું તેમના ધ્યાનમા આવી ગયુ હતુ. શરૂઆતમાં તેમણે જે ગ્રંથો લખ્યા છે તેમા તેમણે તેનો જ બોધ આપ્યો છે.

જૈનસમાજમાં તેમજ બીજે આવી ગયેલી ધર્મજડતા તેમના ગ્રંથલેખનમા એક કારણ બની હોય એવો સંભવ છે. એક વખત તો તેમનામાં ધર્મઉદ્ધારક થવાની પ્રબળ આકાંક્ષા જાગી હતી. પરંતુ પછી જેમ જેમ તે વધુ અંતર્મુખ થતા ગયા, અને છતા બાહ્ય પ્રવૃત્તિનુ બંધન વધુ કઠોર થતું ગયુ, તેમ તેમ તેમની તે આકાક્ષા ઉપશમ પામી ગઈ.

તેમની પ્રતિભાનો સ્પર્શક વિભાગ તે તેમની અવધાન-શક્તિ હતી. ૧૯ વર્ષની વયે તો તે શતાવધાન કરી બતાવતા. તે વેળાના છાપામાં તેને માટે તેમની જે પ્રશંસા કરવામાં આવી હતી, એ એટલી જ ભારે હતી.

પરંતુ પ્રશંસા અને અવધાનશક્તિનો આ ઉપયોગ બાધકને આડરૂપ બને એ એમણે તરત જોયું અને પછીનાં વર્ષોમાં તેમણે એવો શક્તિવ્યય અટકાવ્યો. નાનપણમાં તેમનામાં 'રાજેશ્વર' અને વૈભવી થવાની જે મહત્ત્વાકાંક્ષાઓ હતી તેમણે પણ એવો જ અનુરૂપ પલટો લીધો. હવે તે વધુ આત્માર્થી બનતા ચાલ્યા હતા. ૨૨મા વર્ષના એક લેખમાં આ દિશાપલટા વિષે તે લખે છે:

"થોડો વખત ગયા પછી એમાંથી ઓર જ થયું, જે થવાનું મેં કલ્પ્યું નહોતું. તેમ તે મારે મારા ખ્યાલમાં હોય એવું કાંઈ મારું પ્રયત્ન પણ નહોતું. છતાં અચાનક ફેરફાર થયો. કોઈ ઓર અનુભવ થયો. અને એ અનુભવ પ્રાયે શાસ્ત્રમાં લેખિત ન હોય, જડવાદીઓની કલ્પનામાં પણ નથી, તેવો હતો. તે ક્રમે કરીને વધ્યો, વધીને અત્યારે એક 'તુહિ' 'તુહિ'નો જાપ કરે છે."

એ ઘટના કેવી રીતે બની એનું અવલોકન કે પૃથક્કરણ કરવું મુશ્કેલ છે. પણ એટલું ચોક્કસ સાચું કે, જે પ્રતિભાશક્તિ ને જિજ્ઞાસા શ્રીમદમાં હતી, તેણે ધર્મ-વારસાને વલોવી તેમાંથી આ નવનીત નિપજાવ્યું હતું. ઉપરાંત આ અરસામાં એક બીજી મહત્ત્વપૂર્ણ ઘટના એ બની, કે તેમણે સં. ૧૯૪૪માં એટલે વીસ વર્ષની વયે લગ્ન કર્યું અને પોતાના જીવનમાં એક ભારે ફેરફારની શરૂઆત કરી: તેમનાં પત્ની તે ગાંધીજીના પરમ મિત્ર સ્વ. ઝવેરી રેવાશંકર જગજીવનદાસ મહેતાના મોટા ભાઈ પોપટલાલનાં પુત્રી ઝબકબાઈ. આ લગ્નથી તેમને બે પુત્ર અને બે પુત્રી

હતાં, જેમાનુ આજે મઈ વિદ્યમાન નથી એટલુ અહીં જ જણાવી વઈએ

આ ગાળામાં એમણે ધનપ્રાપ્તિ માટે મુબઈમાં વેપાર પણ શરૂ કર્યો હતો તેમનો ધધો ઝવેરીનો હતો એમની શક્તિ અજાણ્યે પણ અહીં ઝળકી ઊઠી, અને ઘણા ટૂક વખતમા એક મોટા ઝવેરી તરીકે તેમણે નામના મેળવી. આમ તેમણે પૂરા અર્થમા ગૃહસ્થાશ્રમ શરૂ કર્યો પરતુ તેમનું તત્ત્વચિંતન અને ઉદાસીભાવ બન્યાં જ નહોતાં દરેક સાધકના જીવનમા મા નો જય કરવાનું કોકને કોક રૂપે તો આવે જ છે શ્રીમદના આ વર્ષો એવા સમયના હતા એ જયનુ એક જ સાધન છે અને તે અનન્ય તથા ભક્તિનમ્ર સતત જાગૃતિ અથવા અપ્રમાદ છે પુરુષાર્થમણિ રાજચદ્ર એ અપ્રમાદ ધડો લેવા જેવી રીતે સાધ્યો હતો દુકાન ઉપર પણ સૌ કામમાંથી પરવારી તે તરત. તત્ત્વની અગાધ ગુફામાં ગરક થઈ જતા અને પોતાની પાસે પડેલી નોધપોથીમાં પોતાનું મનનચિંતન ટપકાવતા આ નિરતર ધ્યાન ઉપરાત વર્ષમા થોડોક કાળ તે ધધામાંથી ફારેગ થઈ એકાતમાં ક્યાક જઈને રહેતા ને ચિંતનમનન કરતા તેમની મનોદશા એક અધારમય ઓરડામાં પુરાયા જેવી હતી તેનું તેમણે જે હૃદયદ્રાવક વર્ણન કર્યું છે તે જોવા જેવુ છે

દુખિયા મનુષ્યોનું પ્રદર્શન કરવામાં આવ્યુ હોય તો ખચિત તેના શિરોભાગમાં આવી શકુ તમે મને સ્ત્રી સંબધી કાઈ દુખ લેખશો નહિ, લક્ષ્મી સબધી લેખશો નહિ મને દુખ બીજી રીતનું છે એમાં કોઈ ઓર મર્મ રહ્યો છે"

અને મર્મ બીજો કશો નહિ પણ દરેક ધર્મપુરુષને જીવનના અંતિમ રહસ્યરૂપ જણાતી જે બ્રહ્મજિજ્ઞાસા છે તે હતો. આ એમનું દુઃખ, જીવનની મૂળ ખોજ વિષેની આ અશાંતિ સતત પુરુષાર્થથી જ ટળે. અને એ કરનાર શ્રીમદ્ હતા.

ધર્મજાગૃતિનાં એમનાં આ વર્ષોમાં એમને અનેક સત્સંગીઓ મળ્યા. કેટલાય લોકો એમની પાસે ધર્મ-જિજ્ઞાસાથી આવતા. તેમનાં તે શંકા સમાધાન કરતા. ગાંધીજી આ વેળા દક્ષિણ આફ્રિકા હતા. એઉની ઓળખાણ તો અગાઉ થઈ હતી ગાંધીજી માટેય આ વર્ષો ભારે ધર્મમંથનનાં હતાં. પોતાની શંકાઓના નિવારણ માટે તેમણે શ્રીમદ્‌નું શરણ ખોળ્યું. અને તેને પ્રતાપે પોતે ધર્મપરિવર્તન કરતા અટક્યા એમ તેમણે જ ક્યાંક કહ્યું છે.

આમ અનેક સત્સંગીઓને સાથ આપી, જ્ઞાન અને સાધનાનું સંવર્ધન કરતા કરતાં તે પોતે નિષ્ઠાને પામ્યા અને શાંત થયા. તે શાંતિસંપાદનનો આનંદોદ્ગાર તેમણે એક કાવ્યમાં ગાયો છે તે આ લેખને અંતે જુદું ઉતાર્યું છે. તેમાં જણાવ્યા પ્રમાણે સંવત ૧૯૪૭માં શ્રીમદ્‌ને જ્ઞાનનિષ્ઠા સાંપડી અને એ સ્થિર થયા. ભૂલેલો મુસાફર રસ્તો ગોતતો હોય અને પછી સાચો રસ્તો મળી જાય એટલે એ સ્થિર પગે તે પર વળ્યો જાય, તેમ હવે શ્રીમદ્ પોતાના ભજનમાં ગાયેલા નિર્ગ્રંથપદ ભણી વળ્યા જાય છે. ૩૧મે વર્ષે પાછો તેમને નવો તબક્કો સર કરવાનું સૂઝે છે. તેમને લાગ્યું કે જે હેતુથી પોતે વ્યાપારધંધામાં તેમજ ગૃહસ્થાશ્રમમાં પ્રયાણ કર્યું હતું, તે હેતુ હવે પોતે પૂર્ણ કર્યો હતો. ધર્માનુસાર

યોગ્ય ગાર્હસ્થ્યના સુવિપાકરૂપ વાનપ્રસ્થ અને સંન્યાસ તેમને યોગ્ય કાળે સાંપડ્યાં હતા અને સહજભાવે તેમણે તે ગ્રહણ કરવાનું મન કર્યું પણ યોગ એવો કે પછી ૩૨મા વર્ષમાં તે માંદા પડ્યા ને એ માંદગી જીવલેણ નીવડી સં ૧૯૫૭ ના ચૈત્ર વદિ પાંચમને દિવસે તેત્રીસ વર્ષનું જ ટૂંકું આયુ ભોગવીને તે સ્વધામ પધાર્યા

* * *

મોક્ષરૂપી એક જ લક્ષ તરફ વેગથી ધસ્યે જતા તેમના જીવનના પ્રતિબિંબરૂપ, તેમની અંગત નોંધો, પત્રો અને સ્વતંત્ર પ્રબંધોનો એકત્રિત સંગ્રહ 'શ્રીમદ્રાજચંદ્ર' ગ્રંથ સદ્ભાગ્યે આપણી સામે મોજૂદ છે તેમાંથી જ તેમનાં કેટલાંક સદ્વચનો આ ગ્રંથમાં સંઘરવામાં આવ્યાં છે તેમણે લખેલા સ્વતંત્ર કે અનુવાદાત્મક ગ્રંથો ઉમરવાર નીચે પ્રમાણે છે

| ઉમર વર્ષ | ગ્રંથનુ નામ |
|---|---|
| ૧૬મા વર્ષ પહેલા | સ્ત્રીનીતિબોધ વિભાગ ૧ |
| ,, | કાવ્યમાળા |
| ,, | પુષ્પમાળા |
| , | *વચનસપ્તશતી |
| , | વચનામૃત |
| ૧૬મુ વર્ષ | ભાવનાબોધ |
| ૧૭મુ વર્ષ | મોક્ષમાળા |
| ઉપરના અરસામાં | *નમિરાજ-કાવ્ય |
| ,, | મહાનીતિ |

* ફૂદડીવાળા ગ્રંથો લખ્યા હોવાનો માત્ર ઉલ્લેખ મળે છે.

| | |
|---|---|
| ૧૮-૧૯ | પ્રતિમાસિદ્ધિ વિષે નિબંધ (અપૂર્ણ) |
| ૨૨ | 'મયતિમુનિધર્મ' |
| ૨૯ | શ્રીઆત્મસિદ્ધિશાસ્ત્ર |
| ૩૦ | મોક્ષસિદ્ધાંત |
| ૩૨ | પંચાસ્તિકાય (અનુવાદ) |

આ ઉપરાંત જૈન તત્ત્વજ્ઞાનને લગતા ઘણા અપૂર્ણ લેખો તેમજ સ્વતંત્ર ગ્રંથોની યોજનાઓ તેમના લખાણોમાં ઠેર ઠેર મળી આવે છે તેમની છૂટક કવિતાઓ પણ ઠેર ઠેર ઘણી વેરાયેલી પડી છે

* * *

ઉપર જણાવેલું તેમની આતર પ્રગતિનુ વર્ણન કરતું કાવ્ય નીચે મુજબ છે

ધન્ય રે દિવસ આ અહો, જાગી રે શાંતિ અપૂર્વ રે
દશ વર્ષે રે ધારા ઊલસી, મટ્યો ઉદય[1] કર્મનો ગર્વ રે
ઓગણીસેં ને એકત્રીસે આવ્યો અપૂર્વ અનુસાર રે,
ઓગણીસે ને બેતાળીસે, અદ્ભુત વૈરાગ્ય ધાર રે
ઓગણીસે ને સુડતાળીસે સમકિત રે શુદ્ધ પ્રકાશ્યું રે,
શ્રુત અનુભવ વધતી દશા, જિનસ્વરૂપ અવભાસ્યુ રે
ત્યા આવ્યો રે ઉદય કારમો, પરિગ્રહ કાર્ય પ્રપંચ રે
જેમ જેમ તે હડસેલીએ, તેમ વધે ન ઘટે રંચ રે
વધતુ એમ જ ચાલિયું હવે દીસે ક્ષીણ કાંઈ રે,
ક્રમે કરીને રે તે જશે, એમ ભાસે મન માંહી રે
યથા હેતુ જે ચિત્તનો, સત્ય ધર્મનો ઉદ્ધાર રે,
થશે અવશ્ય આ દેહથી, એમ થયો નિરધાર રે

---

[1] પ્રારબ્ધકર્મ  ૨. મોક્ષ પહેલાની ચિત્તની નિર્મળ સ્થિતિ.

આવી અપૂર્વ વૃત્તિ અહો, થશે અપ્રમત્ત યોગ રે,
કેવળ૩ લગભગ ભૂમિકા, સ્પર્શીને દેહ વિયોગ રે
અવશ્ય કર્મનો ભોગ છે, ભોગવવો અવશેષ રે
તેથી દેહ એક જ ધારીને, જાશું સ્વરૂપ સ્વદેશ રે

## તેમનાં અંતિમ વચનો

"ઘણી ત્વરાથી પ્રવાસ પૂરો કરવાનો હતો ત્યાં વચ્ચે સેહરાનું મરુસ્થળ સંપ્રાપ્ત થયું માથે ઘણો બોજો રહ્યો હતો તે આત્મવીર્યે કરી જેમ અલ્પકાળે વેદી લેવાય તેમ પ્રવર્તના કરતાં પરિણામ નિકાચિત ઉદયમાન થાક ગ્રહણ કર્યો

જે સ્વરૂપ છે તે અન્યથા થતું નથી એ જ અદ્ભુત આશ્ચર્ય છે અવ્યાબાધ સ્થિરતા છે

પ્રકૃતિ ઉદયાનુસાર કંઈ અશાતા મુખ્યપણે વેદી શાતા પ્રત્યે ૐ શાંતિ

ફાગણ વદ ૩ શુક્ર ૧૯૫૭

---

૩ કેવળજ્ઞાન એ આત્માની સંપૂર્ણ મુક્ત અવસ્થામાં પ્રગટતું જ્ઞાન છે

# ૧

# વૈરાગ્ય

૧. સઘળાં પ્રાણીઓની સ્વાભાવિક ઇચ્છા સુખ અને આનંદ પ્રાપ્ત કરવામાં છે. એથી કરીને તેઓ તેના ઉદ્યોગમાં ગૂંથાયાં રહે છે. પરંતુ વિવેકબુદ્ધિના ઉદય વિના તેમાં તેઓ વિભ્રમ પામે છે. તેઓ સંસારમાં નાના પ્રકારનાં સુખનો આરોપ કરે છે. [પરંતુ] અતિ અવલોકનથી એમ સિદ્ધ થાય છે કે, તે આરોપ વૃથા છે. જે સુખ ભયવાળાં છે તે સુખ તે સુખ નથી પણ દુઃખ છે. જે વસ્તુ પ્રાપ્ત કરવામાં મહાતાપ છે, જે વસ્તુ ભોગવવામાં એથી પણ વિશેષ તાપ રહ્યો છે, તેમજ પરિણામે મહાતાપ, અનંત શોક અને અનંત ભય છે, તે વસ્તુનુ સુખ તે માત્ર નામનું જ સુખ છે; વા નથી જ. આમ હોવાથી તેની અનુરક્તતા વિવેકીઓ કરતા નથી. ભર્તૃહરિ ઉપદેશે છે કેઃ

ભોગમાં રોગનો ભય છે, કુલને પડવાનો ભય છે,
લક્ષ્મીમાં રાજાનો ભય છે, માનમા દીનતાનો

તથા બળમાં શત્રુનો ભય છે; રૂપથી સ્ત્રીને ભય છે
શાસ્ત્રમાં વાદનો ભય છે; ગુણમાં ખલનો ભય છે:
અને કાયા પર કાળનો ભય છે —
એમ સર્વ વસ્તુ ભયવાળી છે; માત્ર વૈરાગ્ય જ અભય છે.

આમ સંસારનાં મનોહર પણ ચપલ સાહિત્યો ભયથી ભર્યાં છે. વિવેકથી વિચારતાં જ્યાં ભય છે ત્યાં કેવળ શોક જ છે, જ્યાં શોક હોય ત્યા સુખનો અભાવ છે; અને જ્યાં સુખનો અભાવ રહ્યો છે, ત્યાં તિરસ્કાર કરવો યથોચિત છે.

આ પણ વિના વિવાદે માન્ય રાખવું જોઈએ છે, તે અનંત શોક અને અનંત દુ:ખની નિવૃત્તિ એના એ જ સાંસારિક વિષયથી નથી. રુધિરથી રુધિરનો ડાઘ જતો નથી, પણ જલથી તેનો અભાવ છે. તેમ શૃંગારથી વા શૃંગારમિશ્રિત ધર્મથી સંસારની નિવૃત્તિ નથી. એ જ માટે વૈરાગ્યજલનું આવશ્યકપણું નિ:સંશય ઠરે છે. (૧૬)

૨. જ્ઞાનીઓએ સંસારને અનંત ખેદમય, અનંત દુ:ખમય, અવ્યવસ્થિત, ચળવિચળ અને અનિત્ય કહ્યો છે. સંસારની દેખીતી ઇંદ્રવરણા જેવી સુંદર મોહિનીએ આત્માને તટસ્થલીન કરી નાખ્યો છે. એ જેવું સુખ આત્માને ક્યાંય ભાસતું નથી. મોહથી સત્ય સુખ અને એનું સ્વરૂપ જોવાની એણે આકાંક્ષા પણ કરી નથી. . . . સંસારની આ ઉત્તમોત્તમ પદવી [જે ચક્રવર્તીપણું] ત્યાં આવું દુ:ખ, ક્ષણિકતા, તુચ્છતા, અંધપણું એ રહ્યું છે, તો પછી બીજે સુખ શા માટે ગણવું જોઈએ? . . . જે સુખ ભયવાળાં અને ક્ષણિક છે તે દુ:ખ જ છે. [આમ સંસારમાં] અનંત તાપ, અનંત



શોક, અનંત દુઃખ જોઈને જ્ઞાનીઓએ એ સંસારને પૂંઠ દીધી છે તે સત્ય છે વૈરાગ્ય એ જ અનંત સુખમાં લઈ જનાર ઉત્કૃષ્ટ ભોમિયો છે (૧૭)

૩ સર્વ કરતા જેમા અધિક સ્નેહ રહ્યા કરે છે એવી આ કાયા, તે રોગ જરાદિથી સ્વાત્મને જ દુઃખરૂપ થઈ પડે છે, તો પછી તેથી દૂર એવા ધનાદિથી જીવને તથારૂપ સુખવૃત્તિ થાય એમ માનતા વિચારવાનની બુદ્ધિ જરૂર ક્ષોભ પામવી જોઈએ, અને કોઈ બીજા વિચારમા જવી જોઈએ (૨૮)

## ૨

## માનવદેહ

૧ આ સંસાર બહુ દુઃખથી ભરેલો છે એમાંથી જ્ઞાનીઓ તરીને પાર પામવા પ્રયોજન કરે છે મોક્ષને સાધી તેઓ અનંત સુખમાં વિરાજમાન થાય છે એ મોક્ષ બીજા કોઈ દેહથી મળનાર નથી માત્ર માનવદેહથી મોક્ષ છે જ્ઞાનીઓ કહે છે એ [મનુષ્ય] ભવ બહુ દુર્લભ છે અતિ પુણ્યના પ્રભાવથી એ દેહ સાંપડે છે માટે એથી ઉતાવળે આત્મસાર્થક કરી લેવું કોઈ પણ અન્ય દેહમા સદ્‌વિવેકનો ઉદય થતો નથી અને મોક્ષના રાજમાર્ગમા પ્રવેશ થઈ શકતો નથી મોતને પણ નિશ્ચય આપણે જાણી શકતા નથી માટે જેમ બને તેમ ધર્મમા ત્વરાથી સાવધાન થવું (૧૭)

૨ જ્ઞાનીઓએ મનુષ્યપણું ચિંતામણિતુલ્ય કહ્યું છે, તે વિચારો તો પ્રત્યક્ષ જણાય તેવું છે વિશેષ વિચારતાં તો તે મનુષ્યપણાનો એક સમય પણ ચિંતામણિ રત્નથી પરમ માહાત્મ્યવાન અને મૂલ્યવાન દેખાય છે અને જો

## ૩

# સદ્‌ગુરુ—સત્સંગ

### સદ્‌ગુરુની આવશ્યકતા

૧. દુઃખની નિવૃત્તિ સર્વ જીવ ઇચ્છે છે, અને દુઃખની નિવૃત્તિ દુઃખ જેનાથી જન્મ પામે છે એવા રાગદ્વેષ અને અજ્ઞાનાદિ દોષની નિવૃત્તિ થયા વિના સંભવતી નથી. તે રાગાદિની નિવૃત્તિ એક આત્મજ્ઞાન સિવાય બીજા કોઈ પ્રકારે ભૂતકાળમાં થઈ નથી, વર્તમાનકાળમા થતી નથી, ભવિષ્યકાળમાં થઈ શકે તેમ નથી. તેનો સર્વશ્રેષ્ઠ ઉપાય સદ્‌ગુરુવચનનું શ્રવણ કે સત્શાસ્ત્રનું વિચારવું એ છે. જે કોઈ જીવ સર્વથા દુઃખની નિવૃત્તિ ઇચ્છતો હોય, તેને એ જ એક માર્ગ આરાધ્યા સિવાય અન્ય બીજો કોઈ ઉપાય નથી. એક મોટી નિશ્ચયથી વાર્તા મુમુક્ષુ જીવે કરવી યોગ્ય છે કે, સત્સંગ જેવું કલ્યાણનું કોઈ બળવાન કારણ નથી. (૨૫)

૨. કારણ, જેને આત્માર્થ સિવાય બીજો કોઈ અર્થ નથી અને આત્માર્થ પણ સાધી પ્રારબ્ધવશાત્ જેનો દેહ છે, એવા જ્ઞાની પુરુષની આજ્ઞા તે ફક્ત આત્માર્થમાં સામા જીવને પ્રેરે છે. આ જીવે પૂર્વકાળે કંઈ આત્માર્થ જાણ્યો નથી; ઊલટો આત્માર્થ વિસ્મરણપણે ચાલ્યો આવ્યો છે. તે પોતાની કલ્પના કરી સાધન કરે તેથી આત્માર્થ ન થાય. ઊલટું, 'આત્માર્થ સાધું છું' એવું દુષ્ટ અભિમાન ઉત્પન્ન થાય, કે જે જીવને સંસારનો મુખ્ય હેતુ છે. જે વાત સ્વપ્ને પણ આવતી નથી, તે જીવ માત્ર અમસ્તી કલ્પનાથી સાક્ષાત્કાર જેવી ગણે, તો તેથી કલ્યાણ ન થઈ શકે. જીવનાં પૂર્વકાળનાં બધાં માઠાં સાધન — કલ્પિત સાધન — મટવા અપૂર્વજ્ઞાન સિવાય બીજો કોઈ ઉપાય નથી, અને તે અપૂર્વજ્ઞાન અપૂર્વપુરુષના આરાધન વિના બીજા કયા પ્રકારે જીવને પ્રાપ્ત થાય? (૨૭)

અંધકારના ગમે તેટલા પ્રકાર કરીએ, પણ તેમાં કોઈ એવો પ્રકાર નહિ આવે કે જે અજવાળારૂપ હોય. આવરણ-તિમિર જેને છે, એવાં પ્રાણીની કલ્પનામાંની કોઈ પણ કલ્પના 'સત્' જણાતી નથી, અને 'સત્'ની નજીક [પણ] ગંભવતી નથી. 'સત્' છે તે ભ્રાંતિ નથી; કલ્પનાથી પર છે. માટે જેની ['સત્'] પ્રાપ્ત કરવાની દૃઢ મતિ થઈ છે, તેણે પોતે કાંઈ જાણતો નથી એવો દૃઢ નિશ્ચયવાળો પ્રથમ વિચાર કરવો અને પછી જ્ઞાનીને શરણે જવું. આ જે વચનો લખ્યાં છે, એમાં નિર્ગ્રંથ પ્રવચનની સમસ્ત દ્વાદશાંગી, ષડ્દર્શનનું સર્વોત્તમ તત્ત્વ અને જ્ઞાનીના બોધનું બીજ સંક્ષેપે કહ્યું છે. (૨૨-૨૪)

## સત્પુરુષની વ્યાખ્યા

૪ સત્પુરુષ એ જ કે નિશદિન જેને આત્માનો ઉપયોગ છે, શાસ્ત્રમાં નથી અને સાંભળ્યામાં નથી છતાં અનુભવમાં આવે એવું જેનું કથન છે, અંતરંગ સ્પૃહા નથી એવી જેની ગુપ્ત આચરણા છે બાકી તો કંઈ કહ્યું જાય તેમ નથી (૨૨)

૫ ધર્મ જ જેનાં અસ્થિમજ્જા છે, ધર્મ જ જેની ઇન્દ્રિયો છે, ધર્મ જ જેનું [હલન] ચલન છે, ધર્મ જ જેની શયન તથા જાગૃતિ છે, ધર્મ જ જેનો આહારવિહાર અને નિહાર છે ધર્મ જ જેનો વિકલ્પ તથા સંકલ્પ છે, ધર્મ જ જેનુ સર્વસ્વ છે, એવા પુરુષની પ્રાપ્તિ દુર્લભ છે, અને તે મનુષ્યદેહે પરમાત્મા છે

૬ જ્ઞાનીની વાણી પૂર્વાપર અવિરુદ્ધ, આત્માર્થ ઉપદેશક [તથા] અપૂર્વ અર્થનુ નિરૂપણ કરનાર હોય છે, અને અનુભવસહિતપણુ હોવાથી આત્માને સતત જાગૃત કરનાર હોય છે શુષ્ક જ્ઞાનીની વાણીમા તથારૂપ ગુણો હોતા નથી સર્વથી ઉત્કૃષ્ટ ગુણ જે પૂર્વાપર અવિરોધપણુ, તે શુષ્ક જ્ઞાનીની વાણીને વિષે વર્તવા યોગ્ય નથી કેમકે યથાસ્થિત પદાર્થદર્શન તેને હોતુ નથી અને તેથી ઠામ ઠામ કલ્પનાથી યુક્ત તેની વાણી હોય છે (૨૮)

આત્મજ્ઞાન, સમદર્શિતા, વિચરે ઉદયપ્રયોગ,
અપૂર્વ વાણી, પરમશ્રુત, સદ્‌ગુરુલક્ષણયોગ્ય.

આત્મજ્ઞાનને વિષે જેમની સ્થિતિ છે, એટલે પરભાવની ઇચ્છાથી જે રહિત થયા છે, તથા શત્રુમિત્ર,

હર્ષશોક, નમસ્કારતિરસ્કારાદિ ભાવ પ્રત્યે જેને મમતા વર્તે છે, માત્ર પૂર્વે ઉત્પન્ન થયેલા એવાં કર્મોના ઉદયને લીધે જેની વિચરવા આદિ ક્રિયા છે, અજ્ઞાની કરતાં જેની વાણી પ્રત્યક્ષ જુદી પડે છે, અને ષટ્દર્શનના તાત્પર્યને જાણે છે, તે સદ્ગુરુનાં ઉત્તમ લક્ષણો છે. (શ્રી આત્મસિદ્ધિશાસ્ત્ર-૨૯)

### સત્સંગની વ્યાખ્યા

૭. મોટા પુરુષના સંગમાં નિવાસ છે તેને અમે પરમ 'સત્સંગ' કહીએ છીએ. એના જેવું કોઈ હિતસ્વી સાધન આ જગતમાં અમે જોયું નથી અને સાંભળ્યું નથી. મૂર્તિમાન મોક્ષ તે સત્પુરુષ છે. (૨૨-૨૪)

૮. ગમે તે જાતનો સહવાસ હોય, પરંતુ જે વડે આત્મસિદ્ધિ નથી તે સત્સંગ નથી. આત્માને સત્ય રંગ ચડાવે તે સત્સંગ. ઉત્તમ શાસ્ત્રમાં નિરંતર એકાગ્ર રહેવું તે પણ સત્સંગ છે. (૧૭)

### સત્પુરુષને કોણ ઓળખે?

૯ જ્ઞાનદશા અથવા વીતરાગદશા છે તે મુખ્યપણે દૈહિક સ્વરૂપ તથા દૈહિક ચેષ્ટાનો વિષય નથી, અંતરાત્મગુણ છે. અને અંતરાત્મપણું બાહ્ય જીવોના અનુભવનો વિષય ન હોવાથી, તેમજ તથારૂપ અનુમાન પણ પ્રવર્તે એવા જગતવાસી જીવોને ઘણું કરીને સંસ્કાર નહિ હોવાથી, જ્ઞાની કે વીતરાગને તે ઓળખી શકતા નથી. દૃઢ મુમુક્ષુતા પ્રગટ્યે, તથારૂપ સત્સમાગમથી પ્રાપ્ત થયેલ ઉપદેશને અવધારણ કર્યે, અંતરાત્મવૃત્તિ પરિણમ્યે, જીવ જ્ઞાની કે વીતરાગને ઓળખી શકે. (૨૯)

૧૦ [ સત્પુરુષને ] વાસ્તવિક ઓળખવા જીવે યોગ્ય થવું પ્રશસ્ત છે. તે યોગ્ય થવામાં બાધકર્તા એવો એ માયાપ્રપંચ છે. પગલે પગલે ભયવાળી અજ્ઞાનભૂમિકામાં જીવ વગરવિચારે કોટ્યાવધિ યોજનો ચાલ્યા કરે, ત્યાં યોગ્યતાનો અવકાશ ક્યાંથી હોય ? આમ ન થાય તેટલા માટે, થયેલા કાર્યના ઉપદ્રવને જેમ શમાવાય તેમ શમાવી, સર્વ પ્રકારે એ વિષેની નિવૃત્તિ કરી, યોગ્ય વ્યવહારમાં આવવાનું પ્રયત્ન કરવું ઉચિત છે. ન ચાલતાં કરવો જોઈએ અને તે પણ પ્રારબ્ધવશાત્ — નિસ્પૃહબુદ્ધિથી — એવો જે વ્યવહાર, તેને યોગ્ય વ્યવહાર માનજો. (૨૨–૨૪)

૧૧ જ્ઞાની પુરુષનું ઓળખાણ નહિ થવામાં ઘણું કરીને જીવના ત્રણ મોટા દોષ જાણીએ છીએ. એક તો, 'હું જાણું છું', 'હું સમજું છું', એવા પ્રકારનું જે માન જીવને રહ્યા કરે છે તે માન. બીજું, પરિગ્રહાદિકને વિષે જ્ઞાની પુરુષ પર રાગ કરતાં વિશેષ રાગ. ત્રીજું, લોકભયને લીધે, અપકીર્તિભયને લીધે અને અપમાનભયને લીધે જ્ઞાનીથી વિમુખ રહેવું, તેના પ્રત્યે જેવું વિનયાન્વિત થવું જોઈએ તેવું ન થવું. એ ત્રણ કારણો જીવને જ્ઞાનીથી અણજાણ્યો રાખે છે. [ તેથી જ ] જ્ઞાનીને વિષે પોતાસમાન કલ્પના રહ્યા કરે છે. [ તથા ] પોતાની કલ્પના પ્રમાણે જ્ઞાનીના વિચારનું શાસ્ત્રનું તોલન કરવામાં આવે છે. એ ત્રણે દોષનું ઉપાદાન કારણ એવો તો એક 'સ્વચ્છંદ' નામનો મહાદોષ છે અને તેનું નિમિત્ત કારણ અસત્સંગ છે. (૨૫)

૧૨ જેના વચનબળે જીવ નિર્વાણમાર્ગને પામે છે, એવી સજીવન મૂર્તિનો પૂર્વકાળમાં જીવને જોગ ઘણી વાર

થઈ ગયો છે. પણ તેનું ઓળખાણ થયું નથી. જીવે ઓળખાણ કરવા પ્રયત્ન ક્વચિત્ કર્યું પણ હશે, તથાપિ જીવને વિષે રહી રાખેલી સિદ્ધિયોગાદિ, રિદ્ધિયોગાદિ અને એવી બીજી કામનાઓથી પોતાની દૃષ્ટિ મલિન હતી. દૃષ્ટિ જો મલિન હોય, તો તેથી સત્-મૂર્તિ પ્રત્યે પણ બાહ્ય લક્ષ રહે છે, જેથી ઓળખાણ પડતું નથી. અને જ્યારે ઓળખાણ પડે છે, ત્યારે જીવને કોઈ અપૂર્વ સ્નેહ આવે છે. તે એવો કે, તે મૂર્તિના વિયોગે ઘડી એક આયુષ્ય ભોગવવું તે પણ તેને વિટંબણા લાગે છે. (૨૩)

## સત્સંગમાં આવશ્યક વસ્તુઓ

૧૩. જે જીવ કલ્યાણની આકાંક્ષા રાખે છે અને પ્રત્યક્ષ સત્પુરુષનો [જેને] નિશ્ચય છે, તેને પ્રથમ ભૂમિકામાં (દ્રવ્યાદિ ઉત્પન્ન કરવા આદિમાં સાંગોપાંગ ન્યાયસંપન્ન રહેવારૂપ)* નીતિ મુખ્ય આધાર છે. જેને વિષે ઉપર કહી તે નીતિનુ જો બળવાનપણું ન હોય, અને કલ્યાણની યાચના કરે તથા વાર્તા કરે, તો એ નિશ્ચય માત્ર સત્પુરુષને વંચવા બરોબર છે. જોકે સત્પુરુષ તો નિરાકાંક્ષી છે એટલે તેને છેતરાવાપણું કંઈ છે નહિ, પણ એવા પ્રકારે પ્રવર્તતા જીવ તે અપરાધ યોગ્ય થાય છે. (૨૭)

---

* આવા કૌંસમાં મૂકેલા શબ્દો શ્રીમદના પોતાના છે. પરંતુ આખો ફકરો ટૂંકાવવા માટે, વચ્ચેથી અમુક ભાગ કાઢી નાખી, ક્રમ બદલી, એ ભાગ વાક્ય સળંગ થાય તે પ્રમાણે મૂકેલો છે.

૧૪. જ્ઞાનીની આજ્ઞાનું આરાધન તે કરી શકે કે જે એકનિષ્ઠાએ તન, મન, ધનથી આસક્તિનો ત્યાગ કરી, તેની ભક્તિમાં જોડાય. જોકે જ્ઞાની ભક્તિ ઇચ્છતા નથી, પરંતુ મોક્ષાભિલાષીને તે કર્યા વિના ઉપદેશ પરિણમતો નથી, અને મનન તથા નિદિધ્યાસનાદિનો હેતુ થતો નથી. (૨૨–૨૪)

૧૫. સત્પુરુષનો યોગ થયા પછી આત્મજ્ઞાન કંઈ દુર્લભ નથી. તથાપિ સત્પુરુષને વિષે, તેના વચનને વિષે તે વચનના આશયને વિષે, પ્રીતિ-ભક્તિ થાય નહિ, ત્યાં સુધી આત્મવિચાર પણ જીવમાં ઉદય આવવા યોગ્ય નથી. અને સત્પુરુષનો જીવને યોગ થયો છે એવું ખરેખરું તે જીવને ભાસ્યું છે એમ કહેવું પણ કઠણ છે. (૨૭)

૧૬. સત્સમાગમ અને સત્શાસ્ત્રના લાભને ઇચ્છતા એવા મુમુક્ષુઓને આરંભ, પરિગ્રહ અને રસસ્વાદાદિ પ્રતિબંધ સંક્ષેપ કરવા યોગ્ય છે. જ્યાં સુધી પોતાના દોષોને વિચારી, સંક્ષેપ કરવાને પ્રવૃત્તમાન ન થવાય, ત્યાં સુધી સત્પુરુષનો કહેલો માર્ગ પરિણામ પામવો કઠણ છે. (૨૮)

૧૭. સંસારમાં સાવ ઉદાસીનતા, પરના અલ્પ ગુણમાં પણ પ્રીતિ, પોતાના અલ્પ દોષને વિષે પણ અત્યંત ક્લેશ, દોષના વિલયમાં અત્યંત વીર્યનું સ્ફુરવું — એ વાતો સત્સંગમાં અખંડ એકશરણાગતપણે ધ્યાનમાં રાખવા યોગ્ય છે. સમયમાત્ર પણ પ્રમાદ યોગ્ય નથી. (૨૯)

૧૮. મુમુક્ષુએ જો કોઈ સત્પુરુષનો આશ્રય પ્રાપ્ત થયો હોય; તો પ્રાયે જ્ઞાનની યાચના કરવી ન ઘટે. માત્ર તથારૂપ વૈરાગ્ય ઉપશમાદિ પ્રાપ્ત કરવાના ઉપાય કરવા ઘટે. તે

યોગ્ય પ્રકારે સિદ્ધ થયે, જ્ઞાનીનો ઉપદેશ સુલભ પરિણમે છે અને યથાર્થ વિચાર તથા જ્ઞાનનો હેતુ થાય છે. (૨૯)

૧૯. જ્ઞાની પુરુષને મળીને જે આત્મભાવે, સ્વચ્છંદપણે, કામનાએ કરી, રસે કરી સંસારને ભજે છે, તેને તીર્થંકર પોતાના માર્ગથી બહાર કહે છે. (૨૬)

૨૦. આત્મહિત માટે સત્સંગ જેવું બળવાન બીજું નિમિત્ત કોઈ નથી છતાં તે સત્સંગ પણ, જે જીવ લૌકિક ભાવથી અવકાશ લેતો નથી, તેને પ્રાયે નિષ્ફળ જાય છે. અને સહેજ સત્સંગ ફળવાન થયો હોય તોપણ; જો વિશેષ લોકાવેશ રહેતો હોય, તો તે ફળ નિર્મૂળ થઈ જતાં વાર લાગતી નથી. સ્ત્રીપુત્ર, આરંભપરિગ્રહના પ્રસંગમાંથી જો નિજબુદ્ધિ છોડવાનો પ્રયાસ કરવામા ન આવે, તો સત્સંગ ફળવાન થવાનો સંભવ શી રીતે બને? જે પ્રસંગમાં મહાજ્ઞાની પુરુષો સંભાળીને ચાલે છે, તેમાં આ જીવે તો અત્યંત સંભાળથી, સંક્ષેપીને ચાલવુ એ વાત ન જ ભૂલવા જેવી છે. (૨૭)

૨૧. જ્ઞાની પુરુષના આશ્રયમાં વિરોધ કરનારા પંચવિષયાદિ દોષો છે. તે દોષ થવાના સાધનથી જેમ બને તેમ દૂર રહેવુ અને પ્રાપ્ત સાધનમાં પણ ઉદાસીનતા રાખવી. અથવા તે તે સાધનોમાથી અહંબુદ્ધિ છોડી દઈ, રોગરૂપ જાણી પ્રવર્તવુ ઘટે. અનાદિ દોષનો એવા પ્રસંગમાં વિશેષ ઉદય થાય છે. કેમકે, આત્મા તે દોષને છેદવા પોતાની સન્મુખ લાવે છે કે તે સ્વરૂપાંતર કરી તેને આકર્ષે છે, અને જાગૃતિમાં શિથિલ કરી નાખી, પોતાને વિષે એકાગ્રબુદ્ધિ કરાવી દે છે. તે એકાગ્રબુદ્ધિ એવા પ્રકારની હોય છે કે,

'મને આ પ્રવૃત્તિથી તેવો વિશેષ બાધ નહિ થાય. હું અનુક્રમે તેને છોડીશ અને કરતાં જાગૃત રહીશ' એ આદિ ભ્રાંતદશા તે દોષ કરે છે. જેથી તે દોષનો સંબંધ જીવ છોડતો નથી, અથવા તે દોષ વધે છે તેનો લક્ષ તેને આવી શકતો નથી. એ વિરોધી સાધનનો બે પ્રકારથી ત્યાગ થઈ શકે છે. એક, તે સાધનના પ્રસંગની નિવૃત્તિ. બીજો પ્રકાર, વિચારથી કરી તેનું તુચ્છપણું સમજાવું. વિચારથી કરી તુચ્છપણું સમજાવા માટે પ્રથમ તે પંચવિષયાદિના સાધનની નિવૃત્તિ કરવી વધારે યોગ્ય છે. કેમકે, તેથી વિચારનો અવકાશ પ્રાપ્ત થાય છે. તે પંચવિષયાદિ સાધનની નિવૃત્તિ સર્વથા કરવાનું જીવનું બળ ન ચાલતું હોય, ત્યારે ક્રમે ક્રમે, દેશે દેશે તેનો ત્યાગ કરવો ઘટે. એમ કરવાથી અનુક્રમે તે દોષ મોળા પડે અને આશ્રયભક્તિ દૃઢ થાય (૨૬)

૨૨ અજ્ઞાનની સંતતિ બળવાન હોવાથી, તેનો રોધ થવાને અર્થે અને જ્ઞાની પુરુષનાં વચનોનો યથાયોગ્ય વિચાર થવાને અર્થે, મળ અને વિક્ષેપ મટાડવા ઘટે છે સરળપણું, ક્ષમા, પોતાના દોષનું જોવું, અલ્પારંભ, અલ્પ પરિગ્રહ એ આદિ મળ મટવાના સાધન છે. જ્ઞાની પુરુષની અસંત ભક્તિ તે વિક્ષેપ મટવાનું સાધન છે. (૨૬)

### સજ્જનસ્તોત્ર

૨૩ આ લોક ત્રિવિધ તાપથી આકુળવ્યાકુળ છે. ઝાંઝવાનાં પાણીને લેવા દોડી, તૃષા છિપાવવા ઇચ્છે છે, એવો દીન છે. અજ્ઞાનને લીધે સ્વરૂપનું વિસ્મરણ થઈ જવાથી

ભયંકર પરિભ્રમણ તેને પ્રાપ્ત થયું છે. સમયે સમયે અતુલ ખેદ, જ્વરાદિક રોગ, મરણાદિક ભય, વિયોગાદિક દુઃખને તે અનુભવે છે. એવી અશરણતાવાળા આ જગતને એક સત્પુરુષ જ શરણ છે. સત્પુરુષની વાણી વિના કોઈ એ તાપ અને તૃષા છેદી શકે નહીં એમ નિશ્ચય છે. માટે ફરીફરી તે સત્પુરુષના ચરણનું અમે ધ્યાન કરીએ છીએ.

સંસાર કેવળ અશાતામય છે. કોઈપણ પ્રકારના પુણ્ય વિના શાતાની પ્રાપ્તિ નથી. અને એ પુણ્ય પણ સત્પુરુષના ઉપદેશ વિના કોઈએ જાણ્યું નથી. ઘણે કાળે ઉપદેશેલું તે પુણ્ય રૂઢિને આધીન થઈ પ્રવર્તે છે, તેથી જાણે તે ગ્રંથાદિકથી પ્રાપ્ત થયેલું લાગે છે. પણ એનું મૂળ એક સત્પુરુષ જ છે. માટે અમે એમ જ જાણીએ છીએ કે, એક અંશ શાતાથી કરીને પૂર્ણકામના સુધીની સર્વ સમાધિ તેનું સત્પુરુષ જ કારણ છે. આટલી બધી સમર્થતા છતાં જેને કંઈ પણ સ્પૃહા નથી, ઉન્મત્તતા નથી, પોતાપણું નથી, ગર્વ નથી, ગારવ નથી, એવા આશ્ચર્યની પ્રતિમારૂપ સત્પુરુષને અમે ફરી ફરી નામરૂપે સ્મરીએ છીએ.

ત્રિલોકના નાથ વશ થયા છે જેને, એવા છતાં પણ એવી કોઈ અટપટી દશાથી વર્તે છે કે જેનું સામાન્ય મનુષ્યને ઓળખાણ થવું દુર્લભ છે, એવા સત્પુરુષને અમે ફરીફરી સ્તવીએ છીએ.

એક સમય પણ કેવળ અસંગપણાથી રહેવું એ ત્રિલોકને વશ કરવા કરતા પણ વિકટ કાર્ય છે. તેવા અસંગપણાથી ત્રિકાળ જે રહ્યાં છે એવા સત્પુરુષના અંતઃકરણ, તે જોઈ અમે પરમાશ્ચર્ય પામી નમીએ છીએ.

હે પુરાણ પુરુષ! અમે તારામાં અને સત્પુરુષમાં કાંઈ ભેદ હોય એમ સમજતા નથી. તારા કરતાં અમને તો સત્પુરુષ જ વિશેષ લાગે છે. કારણ કે તું પણ તેને આધીન જ રહ્યો છે. અને અમે સત્પુરુષને ઓળખ્યા વિના તને ઓળખી શક્યા નહિ એ જ તારું દુર્ઘટપણું અમને સત્પુરુષ પ્રત્યે પ્રેમ ઉપજાવે છે. કારણ કે તું વશ છતાં પણ તેઓ ઉન્મત્ત નથી અને તારાથી પણ સરલ છે. માટે હવે તું કહે તેમ કરીએ! (૨૨–૨૪)

સત્સંગ જ શ્રેષ્ઠ ઉપાય

૨૩ પરમાત્માને ધ્યાવવાથી પરમાત્મા થવાય છે. પણ તે ધ્યાવન, આત્મા સત્પુરુષના ચરણકમળની વિનયોપાસના વિના પ્રાપ્ત કરી શકતો નથી. એ નિર્ગ્રંથ ભગવાનનું સર્વોત્તમ વચનામૃત છે. (૨૨)

૨૪ જે પવન [શ્વાસ]નો જય કરે છે, તે મનનો જય કરે છે. જે મનનો જય કરે છે, તે આત્મલીનતા પામે છે.—આ કહ્યું તે વ્યવહાર માત્ર છે. નિશ્ચયમાં, નિશ્ચય અર્થની યોજના સત્પુરુષના અંતરમાં રહી છે. શ્વાસનો જય કરતાં છતાં સત્પુરુષની આજ્ઞાથી પરાઙ્મુખતા છે, તો તે શ્વાસજય પરિણામે સંસાર જ વધારે છે. શ્વાસનો જય ત્યાં છે કે જ્યાં વાસનાનો જય છે. તેનાં બે સાધન છે. સદ્ગુરુ અને સત્સંગ. તેની બે શ્રેણી છે: પર્યુપાસના અને પાત્રતા.

૨૫ (જીવે) જપ, તપ, શાસ્ત્રાધ્યયન વગેરે અનંત વાર કર્યાં છે, તથાપિ જે કંઈ પણ અવશ્ય કરવા

યોગ્ય હતું, તે તેણે કર્યું નથી. તે શું? તો કે, સત્પુરુષનું કહેલું વચન, તેનો ઉપદેશ સાંભળ્યાં નથી અથવા રૂડે પ્રકારે તે ઉઠાવ્યાં નથી. आणाए धम्मो, आणाए तवो!

સત્પુરુષની આજ્ઞાનું આરાધન એ જ ધર્મ, આજ્ઞાનું આરાધન એ જ તપ. (૨૨–૨૪)

૨૬. શાસ્ત્રમાં કહેલી આજ્ઞાઓ પરોક્ષ છે, અને તે જીવને અધિકારી થવા માટે કહી છે. મોક્ષ થવા માટે પ્રત્યક્ષ જ્ઞાનીની આજ્ઞા આરાધવી જોઈએ. (૨૨–૨૪)

### સત્સંગના વિયોગમાં શું કરવું?

૨૭. જ્ઞાની પુરુષના સમાગમનો અંતરાય રહેતો હોય તે તે પ્રસંગમાં વારંવાર તે જ્ઞાની પુરુષની દશા, ચેષ્ટા અને વચનો સંભારવાં, નીરખવાં અને વિચારવાં યોગ્ય છે. વળી તે સમાગમના અંતરાયમાં — પ્રવૃત્તિના પ્રસંગોમાં — અત્યંત સાવધાનપણું રાખવું ઘટે છે. કારણકે, એક તો સમાગમનું બળ નથી અને બીજો અનાદિ અભ્યાસ છે. ઘરનું, જ્ઞાતિનું કે બીજાં તેવાં કામોનું કારણ પડયે, ઉદાસીનભાવે પ્રતિબંધરૂપ જાણી પ્રવર્તન ઘટે છે. તે કારણોને મુખ્ય કરી કોઈ પ્રવર્તન કરવું ઘટતું નથી. (૨૬)

૨૮. સત્સંગનું સેવન જે નિરંતરપણે ઇચ્છે છે, એવા મુમુક્ષુ જીવને જ્યાં સુધી તે જોગનો વિરહ રહે, ત્યાં સુધી દૃઢ ભાવે તે ભાવના ઇચ્છી, પ્રત્યેક કાર્ય કરતાં વિચારથી વર્તી, પોતાને વિષે લઘુપણું માન્ય કરી, પોતાના જોવામાં આવે તે દોષ પ્રત્યે નિવૃત્તિ ઇચ્છી, સરળપણે વર્ત્યા કરવું અને જે કાર્ય કરી તે ભાવનાની ઉત્પત્તિ થાય, એવી જ્ઞાન–

વાર્તા કે જ્ઞાનલેખ કે ગ્રંથનું કંઈ કંઈ વિચારવું રાખવું. (૨૫)

૨૯. આ કાળને વિષે સત્સંગની પ્રાપ્તિ થવી ઘણી દુર્લભ છે એમ જાણી, જે જે પ્રકારે સત્સંગના વિયોગમાં પણ આત્મામાં ગુણોત્પત્તિ થાય, તે તે પ્રકારે પ્રવર્તવાનો પુરુષાર્થ વારંવાર વખતોવખત અને પ્રસંગે પ્રસંગે કર્તવ્ય છે (૨૨–૨૪) [તથા] આરંભપરિગ્રહ પ્રત્યેથી વૃત્તિને ઓસરાવી, સત્શાસ્ત્રનો પરિશ્રમ વિશેષ કરીને કર્તવ્ય છે. આરંભપરિગ્રહ પર વિશેષ વૃત્તિ વર્તતી હોય, તે જીવમાં સત્પુરુષના વચનનું અથવા સત્શાસ્ત્રનું પરિણમન થવું કઠણ છે. (૩૦)

## સત્સંગનું ફળ

૩૦. સત્સંગ એ સર્વ સુખનું મૂળ છે. ગમે તેવા પવિત્ર થવાને માટે સત્સંગ શ્રેષ્ઠ સાધન છે. જ્યાં સારી હવા નથી આવતી, ત્યાં રોગની વૃદ્ધિ થાય છે; તેમ જ્યાં સત્સંગ નથી, ત્યાં આત્મરોગ વધે છે. મલિન વસ્ત્રને જેમ સાબુ તથા જળ સ્વચ્છ કરે છે, તેમ આત્માની મલિનતાને શાસ્ત્રબોધ અને સત્પુરુષોનો સમાગમ ટાળી શુદ્ધતા આપે છે. સત્સંગ એ આત્માનું પરમ હિતસ્વી ઔષધ છે. (૧૭)

૩૧. સત્સંગ છે તે કામ બાળવાનો બળવાન ઉપાય છે. સર્વ જ્ઞાની પુરુષે કામનું જીતવું તે અસંત દુષ્કર કહ્યું છે —તે આવ સિદ્ધ છે. [પરંતુ] જેમ જેમ જ્ઞાનીનાં વચનોનું અવગાહન થાય છે, તેમ તેમ કંઈક કંઈક કરી પાછો હઠતાં અનુક્રમે જીવનું વીર્ય બળવાન થઈ, કામનું

સામર્થ્યે જીવથી નાશ કરાય છે. કામનું સ્વરૂપ જ જ્ઞાની પુરુષનાં વચન સાંભળી જીવે જાણ્યું નથી અને એ જાણ્યું હોત તો તેને વિષે સાવ નીરસતા થઈ હોત. (૨૭)

૩૨. સત્પુરુષનું ઓળખાણ જેમ જેમ જીવને થાય છે, તેમ તેમ મતાભિગ્રહ, દુરાગ્રહતાદિ ભાવ મોળા પડવા લાગે છે, અને પોતાના દોષ જોવા ભણી ચિત્ત વળી આવે છે, વિકથાદિ ભાવમાં નિરસપણું લાગે છે કે જુગુપ્સા ઉત્પન્ન થાય છે; જીવને અનિત્યાદિ ભાવના ચિંતવવા પ્રત્યે બળ-વીર્ય સ્ફુરવા વિષે જે પ્રકારે જ્ઞાની પુરુષ સમીપે સાંભળ્યું છે, તેથી પણ વિશેષ બળવાન પરિણામથી તે પંચવિષયાદિને વિષે અનિત્યાદિ ભાવ દૃઢ કરે છે. (૨૭)

૩૩. જેની કેડનો ભંગ થયો છે, તેનુ પ્રાયે બધુ બળ પરિક્ષીણપણાને ભજે છે. જેને જ્ઞાની પુરુષના વચનરૂપ લાકડીનો પ્રહાર થયો છે, તે પુરુષને વિષે તે પ્રકારે સંસાર સંબંધી બળ હોય છે. (૨૬)

૩૪. સંસાર સ્પષ્ટ પ્રીતિથી કરવાની ઇચ્છા થતી હોય, તો તે પુરુષે જ્ઞાનીનાં વચન સાંભળ્યાં નથી અથવા જ્ઞાની પુરુષનાં દર્શન પણ તેણે કર્યાં નથી. (૨૬)

૩૫. જ્ઞાની પુરુષને જોયા પછી સ્ત્રીને જોઈ જો રાગ ઉત્પન્ન થતો હોય, તો જ્ઞાની પુરુષને જોયા નથી એમ તમે જાણો. જ્ઞાની પુરુષનાં વચનોને સાંભળ્યા પછી સ્ત્રીનું સજીવન શરીર અજીવનપણે ભાસ્યા વિના રહે નહિ, જ્ઞાની પુરુષ સિવાય તેનો આત્મા બીજે ક્યાંય પણ ક્ષણભર સ્થાયી થવાને ઇચ્છે નહિ. (૨૬)

૩૬. પારસમણિનો સંગ થયો અને લોઢાનું સુવર્ણ ન થયુ, તો કા તો પારસમણિ નહિ અને કા તો ખરુ લોઢું નહિ. તેવી જ રીતે જેના ઉપદેશથી સુવર્ણમય આત્મા ન થાય, તો કા તો તે ઉપદેષ્ટા સત્પુરુષ નહિ અને કાં તો સામો માણસ યોગ્ય જીવ નહિ. યોગ્ય જીવ અને ખરા સત્પુરુષ હોય, તો ગુણો પ્રગટ્યા વિના રહે નહિ (૨૯)

૩૭. સત્સંગ પ્રાપ્ત થયે જો આ જીવને કલ્યાણ પ્રાપ્ત ન થાય, તો અવશ્ય આ જીવનો જ વાક છે. મિથ્યાગ્રહ, સ્વચ્છંદપણુ, પ્રમાદ અને ઇન્દ્રિયવિષયથી ઉપેક્ષા ન કરી હોય, તો જ સત્સંગ ફળવાન થાય નહિ અથવા સત્સંગમાં એકનિષ્ઠા, અપૂર્વ ભક્તિ આણી ના હોય, તો ફળવાન થાય નહિ સત્સંગની ઓળખાણ થયે જીવે અવશ્ય કરી પ્રવૃત્તિ સંકોચવી પોતાના દોષ ક્ષણે ક્ષણે, કાર્યે કાર્યે અને પ્રસગે પ્રસંગે તીક્ષ્ણ ઉપયોગે કરી જોવા, જોઈને પરિક્ષીણ કરવા અને સત્સંગને અર્થે દેહત્યાગ કરવાનો યોગ થતો હોય તો તે સ્વીકારવો. જીવે મુખ્યમા મુખ્ય અને અવશ્યમાં અવશ્ય નિશ્ચય રાખવો કે, જે કંઈ મારે કરવુ છે, તે આત્માને કલ્યાણરૂપ થાય તે જ કરવુ છે જો તે સત્સંગથી પ્રાપ્ત થયેલા એવા બોધને અનુસરે નહિ — તેને આચરે નહિ — આચરવામા થતા પ્રમાદને છોડે નહિ, તો કોઈ દિવસે પણ જીવનુ કલ્યાણ થાય નહિ (૨૯)

૩૮. તરવાના કામી હોય અને સદ્ગુરુ મળે તો કર્મ ટળે. તરવાના કામી કોને કહેવાય? જે પદાર્થને જ્ઞાની ઝેર કહે, તેને ઝેર જાણી મૂકે અને જ્ઞાનીની આજ્ઞા આરાધે તેને તરવાના કામી કહેવાય. (૨૯)

## ૪

## સત્શાસ્ત્ર

૧. શાસ્ત્રમાં માર્ગ કહ્યો છે, મર્મ કહ્યો નથી. મર્મ તો સત્પુરુષોના અંતરાત્મામાં રહ્યો છે. (૨૨)

૨. સર્વ દર્શન પારિણામિક ભાવે મુક્તિનો ઉપદેશ કરે છે એ નિઃસંશય છે. પણ યથાર્થ દૃષ્ટિ થયા વિના સર્વ દર્શનનું તાત્પર્યજ્ઞાન હૃદયગત થતું નથી. જે થવા માટે, સત્પુરુષોની પ્રશસ્ત ભક્તિ, તેના પાદપંકજ અને ઉપદેશનું અવલંબન, નિર્વિકાર જ્ઞાનયોગ — જે [એવાં] સાધનો, તે શુદ્ધ ઉપયોગ વડે સંમત થવાં જોઈએ. (૨૩)

૩. ઘણું કરીને સત્પુરુષને વચને આધ્યાત્મિક શાસ્ત્ર પણ આત્મજ્ઞાનનો હેતુ થાય છે; કેમકે, 'પરમાર્થ આત્મા' શાસ્ત્રમાં વર્તતો નથી, સત્પુરુષમાં વર્તે છે. (૨૯)

૪. શાસ્ત્રોનાં શાસ્ત્રો મુખપાઠે હોય, એવા પુરુષો ઘણા મળી શકે; પરંતુ જેણે થોડાં વચનો પર પ્રૌઢ અને વિવેકપૂર્વક વિચાર કરી, શાસ્ત્ર જેટલું જ્ઞાન હૃદયગત કર્યું હોય, તેવા મળવા દુર્લભ છે. (૧૭)

૫. શાસ્ત્રોનાં પાનાં ઉપાડવાં અને ભણવાં એમાં કાંઈ અંતર નથી, જો તત્ત્વ ન મળ્યું તો. કારણ કે બેયે બોજો જ ઉપાડ્યો. પાનાં ઉપાડ્યાં તેણે કાયાએ બોજો ઉપાડ્યો, ભણી ગયા હતા તેણે મને બોજો ઉપાડ્યો. જેને ઘેર આખો લવણસમુદ્ર છે, તે તૃષાતુરની તૃષા મટાડવા સમર્થ નથી. પણ જેને ઘેર એક મીઠા પાણીની વીરડી છે, તે પોતાની અને કેટલાય બીજાની તૃષા મટાડવા સમર્થ છે. શાસ્ત્રાભ્યાસનો નિષેધ કરવાનો હેતુ નથી — શાસ્ત્રાભ્યાસ કરી તો કંઈ પાત્ર થવાની જિજ્ઞાસા થશે અને કાળે કરી પાત્રતા મળશે — પણ મૂળ વસ્તુથી દૂર જવાય એવા શાસ્ત્રાભ્યાસનો નિષેધ કરીએ છીએ. (૨૨–૨૪)

૬. જિનાગમ છે તે ઉપશમસ્વરૂપ છે. ઉપશમસ્વરૂપ એવા પુરુષોએ ઉપશમને અર્થે તે પ્રરૂપ્યાં–ઉપદેશ્યાં છે. તે ઉપશમ આત્માર્થે છે, અન્ય કોઈ પ્રયોજન અર્થે નથી. આત્માર્થમાં જો તેનું આરાધન કરવામાં ન આવ્યું, તો તે જિનાગમનું શ્રવણ-વાચન નિષ્ફળરૂપ છે. (૨૫)

૭. આત્માર્થ સિવાય શાસ્ત્રની જે જે પ્રકારે જીવે માન્યતા કરી કૃતાર્થતા માની છે, તે સર્વ શાસ્ત્રીય અભિનિવેશ છે. આત્મા સમજવા અર્થે શાસ્ત્રો ઉપકારી છે અને તે પણ સ્વચ્છંદરહિત પુરુષને. એટલો લક્ષ રાખી સત્શાસ્ત્ર વિચારાય, તો તે અભિનિવેશ ગણવા યોગ્ય નથી. [ પરંતુ ] સત્સમાગમનો યોગ પ્રાપ્ત થયો [ હોય ] તે યોગે પણ સ્વચ્છંદતા-નિર્વાહને અર્થે સત્સમાગમ સમાન કે તેથી વિશેષ ભાર શાસ્ત્ર પ્રત્યે મૂકે છે તે જીવને પણ અપ્રશસ્ત શાસ્ત્રીય અભિનિવેશ છે. (૨૯)

૮ સૂત્ર અને સિદ્ધાત એ બે જુદા છે. બાચરવા માટે સિદ્ધાતો સૂત્રરૂપી પેટીમા રાખવામા આવ્યા છે. દેશકાળને અનુસરી સૂત્ર રચવામા એટલે ગૂંથવામા આવે છે, અને તેમા સિદ્ધાતની ગૂંથણી કરવામા આવે છે. તે સિદ્ધાંતો ગમે તે કાળમાં, ગમે તે ક્ષેત્રમાં ફરતા નથી. સિદ્ધાત છે એ પ્રત્યક્ષ છે જ્ઞાનીના અનુભવગમ્યની બાબત છે તેમાં અનુમાનપણુ કામ આવતુ નથી. જેને ગુણાકાર અથવા સરવાળાનુ જ્ઞાન થયુ છે, તે એમ કહે કે, નવે નવે એકાશી. ત્યા આગળ જેને સરવાળા અથવા ગુણાકારનુ જ્ઞાન થયુ નથી, તે અનુમાનથી એમ કહે કે, '૯૮ થતા હોય તો કેમ ના કહી શકાય?' તો તેમા કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી એ પ્રમાણે સિદ્ધાત, આવરણના કારણથી ન સમજવામા આવે, તો પણ તે અસિદ્ધાતપણાને પામતા નથી. જ્યા સુધી અનુભવગમ્ય ન થાય, ત્યા સુધી સુપ્રતીતિ રાખવા જરૂર છે અને સુપ્રતીતિથી ક્રમે ક્રમે કરી અનુભવગમ્ય થાય છે. (૩૨)

## ૫

# સિદ્ધાંતચર્ચા

૧. શાસ્ત્રમાં જે જ્ઞાન પ્રગટ થયું છે, તે જ્ઞાન બે પ્રકારમાં વિચારવા યોગ્ય છે. એક પ્રકાર ઉપદેશનો અને બીજો પ્રકાર સિદ્ધાંતનો છે. 'જન્મમરણાદિ ક્લેશવાળા આ સંસારને ત્યાગવો ઘટે છે, અનિત્ય પદાર્થમાં વિવેકીને રુચિ કરવી હોય નહિ, પ્રત્યક્ષ રીતે ત્રિવિધ તાપરૂપ આ સંસાર જાણતાં છતાં મૂર્ખ એવો જીવ તેમાં જ વિશ્રાંતિ ઇચ્છે છે, પરિગ્રહ આરંભ અને સંગ એ સૌ અનર્થના હેતુ છે'— એ આદિ જે શિક્ષા છે, તે 'ઉપદેશજ્ઞાન' છે. 'આત્માનું હોવાપણું, નિત્યપણું, એકપણું અથવા અનેકપણું, બંધાદિ ભાવ, મોક્ષ, આત્માની સર્વ પ્રકારની અવસ્થા, પદાર્થ અને તેની અવસ્થા'— એ આદિને જે પ્રકારે સિદ્ધ કર્યાં હોય છે, તે 'સિદ્ધાંતજ્ઞાન' છે. વેદાંત અને જિનાગમ એ સૌનું અવલોકન પ્રથમ તો ઉપદેશજ્ઞાનપ્રાપ્તિ અર્થે જ મુમુક્ષુ જીવે કરવું ઘટે છે. કારણ કે, સિદ્ધાંતજ્ઞાન જિનાગમ અને વેદાંતમાં પરસ્પર ભેદ પામતું જોવામાં આવે છે અને તે પ્રકારે જોઈ, મુમુક્ષુ જીવ અંદેશો-શંકા પામે છે. અને તે શંકા ચિત્તનું અસમાધિપણું કરે છે. એવું ઘણું કરીને

બનવા યોગ્ય જ છે. કારણ કે, સિદ્ધાંતજ્ઞાન તો જીવને કોઈ અત્યંત ઉજ્જ્વળ ક્ષયોપશમે અને સદ્‌ગુરુના વચનની આરાધનાએ ઉદ્‌ભવે છે. સિદ્ધાંતજ્ઞાનનું કારણ ઉપદેશજ્ઞાન છે. સદ્‌ગુરુથી કે સત્‌શાસ્ત્રથી પ્રથમ જીવમાં એ જ્ઞાનનુ દૃઢ થવું ઘટે છે. કે જે ઉપદેશજ્ઞાનનાં ફળ વૈરાગ્ય અને ઉપશમ છે. વૈરાગ્ય અને ઉપશમનું બળ વધવાથી જીવને વિષે સહેજે ક્ષયોપશમનું નિર્મળપણુ થાય છે અને સહેજ સહેજમાં સિદ્ધાંતજ્ઞાન થવાનુ કારણ થાય છે. જો જીવ અસંગ દશામાં આવે, તો આત્મસ્વરૂપ સમજવું સાવ સુલભ થાય છે. (૨૭)

૨. સિદ્ધાંતબોધનો જન્મ ઉપદેશબોધથી થાય છે. જેને વૈરાગ્ય ઉપશમ સંબંધી ઉપદેશબોધ થયો નથી, તેને બુદ્ધિનું વિપર્યાસપણુ વર્ત્યા કરે છે. અને જ્યાં સુધી બુદ્ધિનું વિપર્યાસપણુ હોય, ત્યાં સુધી સિદ્ધાંતનુ વિચારવુ પણ વિપર્યાસપણે થવુ જ સંભવે છે કેમકે ચક્ષુને વિષે જેટલી ઝાંખપ છે, તેટલો ઝાંખો પદાર્થ તે દેખે છે. અને જો અત્યંત બળવાન પડળ હોય, તો તેને સમૂળગો પદાર્થ દેખાતો નથી. ગૃહકુટુંબપરિગ્રહાદિ ભાવને વિષે જે અહંતા-મમતા છે, અને તેની પ્રાપ્તિ અપ્રાપ્તિ પ્રસંગમાં જે રાગદ્વેષકષાય છે, તે જ વિપર્યાસબુદ્ધિ છે. ગૃહકુટુંબાદિ ભાવને વિષે અનાસક્ત બુદ્ધિ થવી, તે વૈરાગ્ય છે. અને તેની પ્રાપ્તિ અપ્રાપ્તિ નિમિત્તે ઉત્પન્ન થતો એવો જે કષાય-ક્લેશ તેનું મંદ થવુ, તે ઉપશમ છે. એટલે તે બે ગુણ વિપર્યાસ બુદ્ધિને પર્યાયાંતર કરી સદ્‌બુદ્ધિ કરે છે. અને તે સદ્‌બુદ્ધિ જીવાજીવાદિ પદાર્થની વ્યવસ્થા જેથી જણાય છે

એવા સિદ્ધાંતની વિચારણા કરવા યોગ્ય થાય છે. જે જીવને વિષે ગાઢ વિપર્યાસબુદ્ધિ છે, તેને તો કોઈ રીતે સિદ્ધાંતબોધ વિચારમાં આવી શકે નહિ. તેથી સિદ્ધાંતબોધ કરતાં વિશેષપણે વૈરાગ્ય અને ઉપશમને કથન કર્યાં છે. (૨૮)

૩. સિદ્ધાંતનો વિચાર ઘણા સત્સંગથી તથા વૈરાગ્ય અને ઉપશમનું બળ વિશેષપણે વધ્યા પછી કર્તવ્ય છે. જો એમ નથી કરવામાં આવતું, તો જીવ બીજા પ્રકારમાં ચડી જઈ, વૈરાગ્ય અને ઉપશમથી હીન થાય છે. તમને અથવા કોઈ મુમુક્ષુને પોતાના સ્વરૂપનું જાણાવું એ મુખ્ય કર્તવ્ય છે. પણ તે જાણવાનાં સાધન શમ, સંતોષ, વિચાર અને સત્સંગ છે. તે સાધન સિદ્ધ થયે, વૈરાગ્ય ઉપશમ વર્ધમાન પરિણામી થયે, 'એક આત્મા છે' કે 'અનેક આત્મા છે' એ આદિ પ્રકારે સ્વરૂપ વિચારવા યોગ્ય છે.... જ્યાં સુધી પ્રથમ વૈરાગ્ય અને ઉપશમનું બળ દૃઢપણે જીવમાં આવ્યું ન હોય, ત્યાં સુધી તે વિચારથી ચિત્તનુ સમાધાન થવાને બદલે ચંચળપણું થાય છે અને તે વિચારનો નિર્ધાર પ્રાપ્ત થતો નથી; તથા ચિત્ત વિક્ષેપ પામી, યથાર્થપણે પછી વૈરાગ્ય ઉપશમને ધારણ કરી શકતું નથી. માટે તે પ્રશ્નનું સમાધાન જ્ઞાની પુરુષોએ કર્યું છે તે સમજવા, આ જીવમાં વૈરાગ્ય ઉપશમ અને સત્સંગનુ બળ હાલ તો વધારવુ ઘટે છે. . . . જીવ કંઈક પણ ગુણ પામીને જો શીતળ થાય, તો પછી તેને વિશેષ વિચાર કર્તવ્ય છે. આત્મદર્શનાદિ પ્રસંગ તીવ્ર મુમુક્ષુપણું ઉત્પન્ન થયા પહેલાં ઘણું કરીને કલ્પિતપણે સમજાય છે. તેથી હાલ તે સંબંધી પ્રશ્ન શમાવવા યોગ્ય છે. (૨૭)

## ૬

# સદ્ધર્મ

૧. સત્પુરુષના અંતઃકરણે આચર્યો, કિંવા કહ્યો તે ધર્મ. (૧૬ પહેલાં)

૨. અનાદિકાળથી કર્મજાળનાં બંધનથી આ આત્મા સંસારમાં રઝળ્યા કરે છે. સમયમાત્ર પણ તેને ખરું સુખ નથી. અધોગતિને એ સેવ્યા કરે છે. અધોગતિમાં પડતાં આત્માને ધરી રાખનાર જે વસ્તુ, તેનુ નામ ધર્મ. એ ધર્મતત્ત્વના સર્વજ્ઞ ભગવાને ભિન્ન ભિન્ન ભેદ કહ્યા છે. તેમાંના મુખ્ય બે છે: ૧. વ્યવહારધર્મ. ૨. નિશ્ચયધર્મ.

વ્યવહારધર્મમાં દયા મુખ્ય છે. ચાર મહાવ્રતો તે પણ દયાની રક્ષા વાસ્તે છે. કોઈ પણ કામ કરવું તેમાં યત્નપૂર્વક જીવરક્ષા કરીને કરવું તે 'દ્રવ્યદયા' થઈ. આ આત્મા અનાદિકાળથી મિથ્યાત્વથી ગ્રહાયો છે, તત્ત્વને પામતો નથી, જિનાજ્ઞા પાળી શકતો નથી, એમ ચિંતવી ધર્મમાં પ્રવેશ કરવો, તે 'સ્વદયા'.

બીજો નિશ્ચયધર્મ. પોતાના સ્વરૂપની ભ્રમણા ટાળવી, આત્માને આત્મભાવે ઓળખવો, આ સંસાર તે મારો નથી, એ વગેરે નિશ્ચયધર્મનું સ્વરૂપ છે. (૧૭)

૩. જે જે પ્રકારે આત્મા આત્મભાવ પામે, તે તે પ્રકાર ધર્મના છે. આત્મા જે પ્રકારે અન્યભાવ પામે, તે પ્રકાર અન્યરૂપ છે, ધર્મરૂપ નથી. પોતાની કલ્પના વડે અથવા કલ્પનાપ્રાપ્ત અન્ય પુરુષવડે જીવે ધર્મ શ્રવણ કરવાજોગ કે આરાધવા જોગ નથી. માત્ર આત્મસ્થિતિ છે જેની, એવા સત્પુરુષથી જ આત્મા કે આત્મધર્મ શ્રવણ કરવા જોગ છે, યાવત્ આરાધવા જોગ છે. (૨૫)

૪. ધર્મ એ વસ્તુ બહુ ગુપ્ત રહી છે. બાહ્ય સંશોધનથી મળવાની નથી. અપૂર્વ અંતર સંશોધનથી તે પ્રાપ્ત થાય છે — જે અંતર સંશોધન કોઈ મહાભાગ્ય [પુરુષ] સદ્ગુરુ-અનુગ્રહે પામે છે. (૨૨)

७

# સર્વધર્મસમભાવ

૧ તું ગમે તે ધર્મ માનતો હોય, તેનો મને પક્ષપાત નથી, માત્ર કહેવાનુ તાત્પર્ય એ કે, જે રાહથી સંસારમળ નાશ થાય, તે ભક્તિ, તે ધર્મ અને તે સદાચારને તું સેવજે. (૧૬ પહેલા)

૨ મૂળતત્ત્વમા ક્યાય ભેદ નથી, માત્ર દૃષ્ટિમાં ભેદ છે, એમ ગણી, આશય સમજી પવિત્ર ધર્મમા પ્રવર્તન કરજે. (૧૬ પહેલા)

૩ મોક્ષના માર્ગ બે નથી. જે જે પુરુષો મોક્ષરૂપ પરમ શાતિને ભૂતકાળે પામ્યા, તે તે સઘળા સત્પુરુષો એક જ માર્ગેથી પામ્યા છે, વર્તમાનકાળે પણ તેથી જ પામે છે, ભવિષ્યકાળે પણ તેથી જ પામશે તે માર્ગમા મતભેદ નથી, અસરળતા નથી, ઉન્મત્તતા નથી, ભેદાભેદ નથી, માન્યામાન્ય નથી. તે સરળ માર્ગ છે, તે સ્થિર માર્ગ છે સર્વ કાળે તે માર્ગનુ હોવાપણુ છે માર્ગના મર્મને પામ્યા વિના કોઈ ભૂતકાળે મોક્ષ પામ્યા નથી, વર્તમાનકાળે પામતા નથી અને ભવિષ્ય

કાળે પામશે નહીં, તે વાટ સર્વસ્થળે સંભવિત છે. યોગ્ય સામગ્રી નહિ મેળવવાથી ભવ્ય [મુમુક્ષુ] પણ એ માર્ગ પામતાં અટક્યો છે તથા અટકશે. કોઈ પણ ધર્મ સંબંધી મતભેદ રાખવો છોડી દઈ, એકાગ્રભાવથી સમ્યક્ યોગે એ જ માર્ગ સંશોધન કરવાનો છે. વિશેષ શું કહેવું? તે માર્ગ આત્મામાં રહ્યો છે. આત્મત્વપ્રાપ્ત પુરુષ — નિર્ગ્રંથ આત્મા — જ્યારે યોગ્યતા ગણી તે આત્મત્વ અર્પશે — ઉદય આપશે — ત્યારે જ તે પ્રાપ્ત થશે. ત્યારે જ તે વાટ મળશે. ત્યારે જ તે મતભેદાદિક જશે. મતભેદ રાખી કોઈ મોક્ષ પામ્યા નથી; વિચારીને જેણે મતભેદને ટાળ્યો, તે અંતર્વૃત્તિ પામી, ક્રમે કરી શાશ્વત મોક્ષને પામ્યા છે, પામે છે અને પામશે. (૨૨)

૪. ગમે તે વાટે અને ગમે તે દર્શનથી કલ્યાણ થતું હોય, તો ત્યાં પછી મતાંતરની કંઈ અપેક્ષા શોધવી યોગ્ય નથી. આત્મત્વ જે અનુપ્રેક્ષાથી, જે દર્શનથી કે જે જ્ઞાનથી પ્રાપ્ત થાય, તે અનુપ્રેક્ષા, તે દર્શન કે તે જ્ઞાન સર્વોપરી છે. . . . આત્મા જે રૂપે હો તે રૂપે ગમે તેથી થાઓ, એ સિવાય બીજી મારી અંતરંગ જિજ્ઞાસા નથી. જૈનના આગ્રહથી જ મોક્ષ છે એમ આત્મા ઘણા વખત થયાં માનવુ ભૂલી ગયો છે. મુક્ત ભાવમા મોક્ષ છે એમ ધારણા છે. (૨૨–૨૪)

૫. ગમે તે સંપ્રદાય — દર્શન — ના મહાત્માઓનો લક્ષ એક 'સત્' જ છે. વાણીથી અકથ્ય હોવાથી મૂંગાની શ્રેણે સમજાવ્યું છે. જેથી તેઓના કથનમાં કંઈક ભેદ લાગે છે. વાસ્તવિક રીતે ભેદ નથી. (૨૨–૨૪)

૬ વાડામા કલ્યાણ નથી અજ્ઞાનીના વાડા હોય જૈન માર્ગ શુ? વાગડો અજ્ઞાનનું જાણુ તે જે જ્ઞાની પુરુષના વચનથી આત્મા ઊંચો આવે, તે સાચો માર્ગ તે પોતાનો માર્ગ 'આપણો ધર્મ' એવી કલ્પના છે આપણો ધર્મ શુ? મહામાર્ગ કોઈનો નથી તેમ ધર્મ કોઈના બાપનો નથી જેમા દયા સત્ય આદિ હોય તે પાળો તે કોઈના બાપના નથી અનાદિકાળના છે, શાશ્વત છે જીવે આ પકડી છે કે આપણો ધર્મ છે પણ શાશ્વત માર્ગ શુ? શાશ્વત માર્ગથી સહુ મોક્ષે ગયા છે. 'આપણા જૈનધર્મના શાસ્ત્રમા બધુ છે, શાસ્ત્રો આપણી પાસે છે' એવુ મિથ્યાભિમાન ઊભુ કરી બેઠા છે (૨૮)

૭ જ્યારે જૈન શાસ્ત્ર વાચવા જણાવીએ, ત્યારે જૈની કરવા જણાવતા નથી વેદાંત શાસ્ત્ર વાચવા જણાવીએ ત્યારે વેદાંતી કરવાને જણાવતા નથી માત્ર જે જણાવીએ છીએ, તે તમ સર્વને ઉપદેશ લેવા અર્થે જણાવીએ છીએ જૈન અને વેદાંતી આદિનો ભેદ ત્યાગ કરો આત્મ તેવો નથી (૨૫)

## ૮

## ગૃહસ્થ

૧. *સંસારમાં રહ્યા છતાં પણ ઉત્તમ શ્રાવકો ગૃહાશ્રમથી* આત્મસાધનો સાધે છે. તેઓનો ગૃહાશ્રમ પણ વખણાય છે. તે ઉત્તમ પુરુષ યમનિયમને સેવે છે; પરપત્ની ભણી માતુબ્હેનની દૃષ્ટિ રાખે છે; યથાશક્તિ સત્પાત્રે દાન દે છે; શાંત, મધુરી અને કોમળ ભાષા બોલે છે, સત્શાસ્ત્રનું મનન કરે છે; અને બને ત્યાં સુધી ઉપજીવિકામાં પણ માયાકપટ ઇત્યાદિ કરતો નથી; સ્ત્રી, પુત્ર, માત, તાત, મુનિ અને ગુરુ એ સઘળાને યથાયોગ્ય સન્માન આપે છે. યત્નાથી ઘરની સ્વચ્છતા ઇત્યાદિ રખાવે છે; પોતે વિચક્ષણતાથી વર્તી, સ્ત્રીપુત્રને વિનયી અને ધર્મી કરે છે સઘળા કુટુંબમાં સંપની વૃદ્ધિ કરે છે, સત્પુરુષોનો સમાગમ અને તેઓનો બોધ ધારણ કરે છે; સમર્યાદ અને સંતોષયુક્ત નિરંતર વર્તે છે; અલ્પ આરંભથી જ વ્યવહાર ચલાવે છે. આવો ગૃહસ્થાવાસ ઉત્તમ ગતિનું કારણ જ્ઞાનીઓ કહે છે. (૧૭)

૨ જે મુમુક્ષુ જીવ ગૃહસ્થવ્યવહારમા વર્તતા હોય, તેણે તો અખંડ નીતિનુ મૂળ પ્રથમ આત્મામા સ્થાપવુ જોઈએ નહિ તો ઉપદેશાદિનુ નિષ્ફળપણુ થાય છે. દ્રવ્યાદિ ઉત્પન્ન કરવા આદિમા માગોપાંગ ન્યાયસંપન્ન રહેવુ તેનુ નામ નીતિ છે એ નીતિ મૂકતાં પ્રાણ જાય એવી દશા આવ્યે, ત્યાગ વૈરાગ્ય ખરા સ્વરૂપમા પ્રગટે છે. અને તે જ જીવને સત્પુરુષના વચનનુ તથા આજ્ઞાધર્મનુ અદ્ભુત સામર્થ્ય, માહાત્મ્ય અને રહસ્ય સમજાય છે અને સર્વ વૃત્તિઓ નિજપણે વર્તવાનો માર્ગ સ્પષ્ટ સિદ્ધ થાય છે (૨૭)

૩. ગૃહાવાસનો જેને ઉદય વર્તે છે, તે જો કંઈ પણ શુભ ધ્યાનની પ્રાપ્તિ ઇચ્છતા હોય, તો તેના મૂળ હેતુભૂત એવા અમુક સદ્વર્તનપૂર્વક રહેવુ યોગ્ય છે જે અમુક નિયમમા 'ન્યાયસંપન્ન આજીવિકાદિ વ્યવહાર' તે પહેલો નિયમ સાધ્ય કરવો ઘટે છે આ પ્રથમ નિયમ ઉપર જો ધ્યાન આપવામા આવે, તો કષાયાદિ સ્વભાવથી મંદ પડવા યોગ્ય થાય છે, ઘણા આત્મગુણો પ્રાપ્ત કરવાનો અધિકાર ઉત્પન્ન થાય છે, અથવા જ્ઞાનીનો માર્ગ આત્મપરિણામી થાય છે (૩૨)

૪. માંડમાંડ આજીવિકા ચાલતી હોય, તો પણ મુમુક્ષુ પુરુષને તે ઘણુ છે, કેમકે વિશેષનો કંઈ અવશ્ય ઉપયોગ નથી એમ જ્યા સુધી નિશ્ચયમા ન આણવામા આવે, ત્યા સુધી તૃષ્ણા નાના પ્રકારે આવરણ કર્યા કરે લૌકિક વિશેષતામાં કંઈ સારભૂતતા જ નથી એમ નિશ્ચય કરવામાં આવે, તો માંડ આજીવિકા જેટલું મળતું હોય, તો પણ તૃપ્તિ રહે માંડ આજીવિકા જેટલુ મળતું ન હોય, તો પણ મુમુક્ષુ

ઊંચ આર્તધ્યાન ઘણુ કરીને થવા ન દે અથવા થયે તે પર વિશેષ ખેદ કરે અને આજીવિકામા ત્રુટતુ યથાધર્મ ઉપાર્જન કરવાની મંદ કલ્પના કરે. (૨૯)

૫. જેને ધર્મ સંબધી બોધ થયો છે, છતા સ્થિતિનુ દુ ખ હોય, તો તેણે બનતી ઉપાધિ કરીને ટાળવા પ્રયત્ન કરવુ જોઈએ ઉપજીવન સુખે ચાલી શકે તેવુ છતાં, જેનુ મન લક્ષ્મીને માટે બહુ ઝાવા નાખતુ હોય, તો મનને સંતોષી લેવુ તેમ છતા ન વળી શકે તેમ હોય, તો અમુક મર્યાદામાં આવતુ તે મર્યાદા સુખનું કારણ થાય તેવી જોઈએ પરિણામે આર્તધ્યાન ધ્યાવાની જરૂર પડે તેમ કરીને એમવાથી ગળવુ સારુ છે (૧૮-૧૯)

૬ વૃત્તિનો લક્ષ તથારૂપ સર્વસંગપરિત્યાગ પ્રત્યે વર્તતો છતા જે મુમુક્ષુને પ્રારબ્ધવિશેષથી તે યોગનો અનુદય રહ્યા કરે, અને કુટુંબાદિનો પ્રસંગ તથા આજીવિકાદિ કારણે પ્રવૃત્તિ રહે — જે યથાન્યાયથી કરવી પડે — તે મુમુક્ષુએ પૂર્વોપાર્જિત શુભાશુભ કર્માનુસાર આજીવિકાદિ પ્રાપ્ત થશે એમ વિચારી, માત્ર નિમિત્તરૂપ પ્રયત્ન કરવુ ઘટે, પણ ભયાકુળ થઈ, ચિંતા કે ન્યાયત્યાગ કરવો ન ઘટે (૩૦)

૭. કોઈ પણ પ્રકારે ભવિષ્યનો સાંસારિક વિચાર છોડી, વર્તમાનમાં સમપણે પ્રવર્તવાનો દૃઢ નિશ્ચય કરવો ભવિષ્યમાં જે થવા યોગ્ય હશે તે થશે, તે અનિવાર્ય છે, એમ ગણી, પરમાર્થ-પુરુષાર્થ સન્મુખ થવુ યોગ્ય છે ગમે તે પ્રકારે પણ એ લોકલજ્જારૂપ ભયનું સ્થાનક એવુ જે ભવિષ્ય તે વિસ્મરણ કરવા યોગ્ય છે તેની ચિતા પડચે પરમાર્થનું વિસ્મરણ હોય છે અને એમ થાય તે મહા આપત્તિરૂપ છે.

માટે તે આપત્તિ આવે નહિ એટલું વારંવાર વિચારવા યોગ્ય છે. કુટુંબાદિનુ મમત્વ રાખશો તો પણ જે થવાનું હશે તે થશે. તેમાં સમપણું રાખશો તો પણ જે થવા યોગ્ય હશે તે થશે. માટે નિઃશંકપણે નિરાભિમાની થવું યોગ્ય છે, સમપરિણામે પરિણમવું યોગ્ય છે. આ જ્યાં સુધી નહિ પરિણમે, ત્યાં સુધી યથાર્થ બોધ પણ પરિણમે નહિ. (૨૨–૨૪)

૮. પ્રમાદના અવકાશયોગે જ્ઞાનીને પણ અંશે વ્યામોહ થવાનો સંભવ જે સંસારથી કહ્યો છે, તે સંસારમાં સાધારણ જીવે રહીને તેનો વ્યવસાય લૌકિકભાવે કરીને આત્મહિત ઇચ્છવું એ નહિ બનવા જેવું જ કાર્ય છે. કેમકે લૌકિક ભાવ આડે આત્માને નિવૃત્તિ જ્યાં નથી આવતી, ત્યાં હિત-વિચારણા બીજી રીતે થવી સંભવતી નથી. એકની નિવૃત્તિ તો બીજાનું પરિણામ થવું સંભવે છે. અહિતહેતુ એવો સંસારસંબંધી પ્રસંગ, લૌકિકભાવ, લોકચેષ્ટા એ સૌની સંભાળ જેમ બને તેમ જતી કરીને — તેને સંક્ષેપીને — આત્મહિતને અવકાશ આપવો ઘટે છે. (૨૭)

## ૯

# જ્ઞાન

૧. જે વડે વસ્તુનું સ્વરૂપ જાણીએ તે જ્ઞાન. હવે યથામતિ વિચારવાનું છે કે એ જ્ઞાનની કંઈ આવશ્યકતા છે? જો આવશ્યકતા છે, તો તે પ્રાપ્તિનાં કંઈ સાધન છે?

જ્ઞાનની શી આવશ્યકતા છે તે વિષે પ્રથમ વિચાર કરીએ. આ લોકમાં અનાદિકાળથી આ આત્માનું પર્યટન છે. મેષાનુમેષ પણ સુખનો જ્યાં ભાવ નથી, એવાં નરકાદિક સ્થાનક આ આત્માએ બહુ બહુ કાળ વારંવાર સેવન કર્યાં છે. અસહ્ય દુઃખોને પુનઃ પુનઃ અને કહો તો અનંતી વાર સહન કર્યાં છે. એ ઉત્તાપથી નિરંતર તાપતો આત્મા માત્ર સ્વકર્મવિપાકથી પર્યટન કરે છે. પર્યટનનું કારણ જ્ઞાનાવરણીયાદિ કર્મો છે. [જેને કારણે આત્મા] વિષયાદિક મોહબંધનને સ્વસ્વરૂપ માની રહ્યો છે. એ અજ્ઞાનાદિક ટાળવા માટે જ્ઞાનની પરિપૂર્ણ આવશ્યકતા છે. (૧૭)

૨. પ્રથમ જ્ઞાન અને પાછી દયા. અજ્ઞાની શું કરે, જે કલ્યાણ કે પાપ જાણતો નથી. માટે [પ્રથમ] કલ્યાણને

જાણવું જોઈએ, પાપને જાણવું જોઈએ બનેને જાણ્યા પછી જે શ્રેય હોય તે સમાચરવું જોઈએ. જે જીવનું સ્વરૂપ જાણતો નથી, અજીવનું સ્વરૂપ જાણતો નથી કે તે બનેના તત્ત્વને જાણતો નથી, તે સંયમની વાત ક્યાંથી જાણે? (૧૬ પહેલાં)

૩ જ્ઞાન પ્રાપ્ત થવામાં વિચાર મુખ્ય સાધન છે અને તે વિચારને વૈરાગ્ય (ભોગ પ્રત્યે અનાસક્તિ) તથા ઉપશમ (કષાયાદિનું ઘણું જ મંદપણું, તે પ્રત્યે વિશેષ ખેદ) બે મુખ્ય આધાર છે સત્પુરુષના વચનના યથાર્થ ગ્રહણ વિના વિચાર ઘણું કરીને ઉદ્ભવ થતો નથી અને સત્પુરુષના વચનનું યથાર્થ ગ્રહણ તેમની અનન્ય આશ્રયભક્તિ પરિણામ પામ્યેથી થાય છે ત્રણ કરીને એકબીજા કારણોને અન્યોન્યાશ્રય જેવું છે (૨૯)

૪ મોક્ષનો માર્ગ જ્ઞાનીઓએ અક્ષરોમાં [શાસ્ત્ર ગ્રંથોમાં] સ્પષ્ટ દર્શાવ્યો નથી, ગૌણતાએ રાખ્યો છે તે ગૌણતાનું સર્વોત્તમ તત્ત્વ આ જણાય છે નિશ્ચય નિર્ગ્રંથ જ્ઞાની ગુરુની પ્રાપ્તિ, તેની આજ્ઞાનું આરાધવું, સમીપમાં સદૈવ રહેવું, કાં સત્સંગની પ્રાપ્તિમાં રહેવું આત્મદર્શિતા ત્યારે પ્રાપ્ત થશે (૧૮–૧૯)

૫ સત્યનું જ્ઞાન થયા પછી મિથ્યા પ્રવૃત્તિ ન ટળે એમ બને નહિ કેમકે, જેટલે અંશે સત્યનું જ્ઞાન થાય, તેટલે અંશે મિથ્યાભાવ પ્રવૃત્તિ મટે એવો જિનનો નિશ્ચય છે મિથ્યા પ્રવૃત્તિ કંઈ પણ ટળે નહિ, તો સત્યનું જ્ઞાન પણ સંભવે નહિ (૨૮)

૧૦

## વિવેકજ્ઞાન

૧. વિવેક એ અંધારામાં પડેલા આત્માને ઓળખવાનો દીવો છે વિવેક વડે કરીને ધર્મ ટકે છે. વિવેક નથી ત્યાં ધર્મ નથી (૧૭)

૨ જ્ઞાનદર્શનાદિ ગુણો અજ્ઞાનદર્શને ઘેરી જે મિશ્રતા કરી નાખી છે, તે ઓળખી ભાવઅમૃતમાં આવવું તેનું નામ વિવેક છે. (૧૭)

૩. વિવેક એ જ ધર્મનું મૂળ અને ધર્મરક્ષક કહેવાય છે. જ્ઞાન, શીલ, ધર્મતત્ત્વ અને તપ એ સઘળાં વિવેક વિના ઉદય પામે નહિ જે વિવેકી નથી, તે અજ્ઞાની અને મંદ છે. (૧૭)

૪ આત્મા છે, આત્મા નિત્ય છે; આત્મા કર્મનો ભોક્તા છે; તેથી તે નિવૃત્ત થઈ શકે છે અને નિવૃત્ત થઈ શકવાનાં સાધન છે — એ છ કારણો જેને વિચાર કરીને સિદ્ધ થાય, તેને 'વિવેકજ્ઞાન' અથવા 'સમ્યક્ દર્શનની પ્રાપ્તિ' ગણવી એમ શ્રીજિને નિરૂપણ કર્યું છે; જે

નિરૂપણ મુમુક્ષુ જીવે વિશેષ કરી અભ્યાસ કરવા યોગ્ય છે. (૨૮)

૫ પૂર્વના કોઈ વિશેષ અભ્યાસબળથી એ ૭ કારણનો વિચાર ઉત્પન્ન થાય છે, અથવા સત્સંગના આશ્રયથી તે વિચાર ઉત્પન્ન થવાનો યોગ બને છે. (૨૮)

૬ અનિત્ય પદાર્થ પ્રત્યે મોહબુદ્ધિ હોવાને લીધે, આત્માનું અસ્તિત્વ, નિત્યત્વ, અને અવ્યાબાધ સમાધિસુખ ભાનમાં આવતું નથી જેનો અનાદિકાળથી અભ્યાસ છે, તે અત્યંત પુરુષાર્થ વિના અલ્પ કાળમાં છોડી શકાય નહિ માટે ફરી ફરી સત્સંગ સત્શાસ્ત્ર અને પોતામાં સરળ વિચારદશા કરી, તે વિષયમાં, વિશેષ શ્રમ લેવો યોગ્ય છે (૨૮)

૭ એમાં પ્રથમથી ઉત્પન્ન થતા સંશય ધીરજથી અને વિચારથી શાંત થાય છે અધીરજથી અથવા આડી કલ્પના કરવાથી, માત્ર જીવને પોતાના હિતનો ત્યાગ કરવાનો વખત આવે છે, અને અનિત્ય પદાર્થનો રાગ રહેવાથી, તેના કારણે ફરી ફરી સંસારપરિભ્રમણનો યોગ રહ્યા કરે છે. તેની મોહબુદ્ધિમાં જીવને અનાદિથી એવું એકાગ્રપણું વર્ત્યું આવે છે, કે તેનો વિવેક કરતા જીવને મૂંઝાઈ પાછું વળવું પડે છે અને તે મોહગ્રંથી છેદવાનો વખત આવવા પહેલા તે વિવેક છોડી દેવાનો યોગ પૂર્વકાળે ઘણી વાર બન્યો છે (૨૮)

## ૧૧

# અધિકાર—પાત્રતા

૧. વિશાળ બુદ્ધિ, મધ્યસ્થતા, સરળતા અને જિતેંદ્રિયપણું – આટલા ગુણો જે આત્મામાં હોય, તે તત્ત્વ પામવાનું ઉત્તમ પાત્ર છે. અનંત જન્મમરણ કરી ચૂકેલા આ આત્માની કરુણા તેવા અધિકારીને ઉત્પન્ન થાય છે. અને તે કર્મમુક્ત થવાના જિજ્ઞાસુ કહી શકાય છે. તે જ પુરુષ યથાર્થ પદાર્થને યથાર્થ સ્વરૂપે સમજી, મુક્ત થવાના પુરુષાર્થમાં યોજાય છે. મનુષ્યત્વ, આર્યદેશ, ઉત્તમ કુળ, શારીરિક સંપત્તિ એ અપેક્ષિત સાધન છે. અને અંતરંગ સાધન માત્ર મુક્ત થવાની સાચી જિજ્ઞાસા એ છે. (૧૮–૧૯)

૨. સત્પુરુષનાં ચરણનો ઇચ્છક, સદૈવ સૂક્ષ્મ બોધનો અભિલાષી, ગુણ પર પ્રશસ્તભાવ રાખનાર, બ્રહ્મવ્રતમાં પ્રીતિ રાખનાર, જ્યારે સ્વદોષ દેખે ત્યારે તેને છેદવાનો ઉપયોગ રાખનાર, ઉપયોગથી એક પગ પણ ભરનાર, એકાંતવાસને વખાણનાર, તીર્થાદિ પ્રવાસનો ઉછરંગી, આહાર-વિહાર-

નિહારનો નિયમી, પોતાની ગુરુતાને દબાવનાર, એવો કોઈ પણ પુરુષ તે મહાવીરના બોધને પાત્ર છે, સમ્યક્દશાને પાત્ર છે. (૧૬)

૩. સમ્યક્દશાનાં પાંચ લક્ષણો છેઃ શમ, સંવેગ, નિર્વેદ, આસ્થા અને અનુકંપા.

ક્રોધાદિક કષાયોનું શમાઈ જવું, ઉદય આવેલા કષાયોમાં મંદતા થવી, વાળી લેવાય તેવી આત્મદશા થવી, અથવા અનાદિકાળની વૃત્તિઓ શમાઈ જવી તે 'શમ'.

મુક્ત થવા સિવાય બીજી કોઈ પણ પ્રકારની ઇચ્છા નહિ, અભિલાષા નહિ, તે સંવેગ.

જ્યારથી એમ સમજાયું કે, 'ભ્રાંતિમાં જ પરિભ્રમણ કર્યું, હવે ઘણી થઈ, અને જીવ ! હવે થોભ !' એ નિર્વેદ.

માહાત્મ્ય જેનું પરમ છે એવા નિસ્પૃહી પુરુષોનાં વચનમાં જ તલ્લીનતા તે શ્રદ્ધા – આસ્થા.

એ સઘળાં વડે જીવ[ માત્ર ]મા સ્વાત્મતુલ્ય બુદ્ધિ તે અનુકંપા. (૨૩)

૪. કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ,
ભવે ખેદ, પ્રાણીદયા, ત્યાં આત્માર્થનિવાસ.
દશા ન એવી જ્યાં સુધી, જીવ લહે નહીં જોગ,
મોક્ષમાર્ગ પામે નહિ, મટે ન અંતર રોગ.
આવે જ્યાં એવી દશા, સદ્ગુરુબોધ સુહાય.
તે બોધે સુવિચારણા, ત્યાં પ્રગટે સુખદાય.
જ્યાં પ્રગટે સુવિચારણા, ત્યાં પ્રગટે નિજ જ્ઞાન,
જે જ્ઞાને ક્ષય મોહ થઈ, પામે પદ નિર્વાણ.

[ શ્રીઆત્મસિદ્ધિશાસ્ત્ર (૨૯) ]

૫. પ્રકૃતિના વિસ્તારથી જીવનાં કર્મ અનંત પ્રકારની વિચિત્રતાથી પ્રવર્તે છે અને તેથી દોષના પ્રકાર પણ અનંત ભાસે છે પણ સર્વથી મોટો દોષ એ છે કે, જેથી 'તીવ્ર મુમુક્ષુતા' ઉત્પન્ન ન જ હોય, અથવા મુમુક્ષુતા જ ઉત્પન્ન ન હોય. 'મુમુક્ષુતા' તે છે કે સર્વ પ્રકારની મોહાસક્તિથી મૂંઝાઈ, એક મોક્ષને વિષે જ યત્ન કરવો, અને તીવ્ર મુમુક્ષુતા એ છે કે, અનન્ય પ્રેમે મોક્ષના માર્ગમાં ક્ષણે ક્ષણે પ્રવર્તવું.

મુમુક્ષુતા ઉત્પન્ન થવાનું લક્ષણ પોતાના દોષ જોવામાં અપક્ષપાતતા એ છે, અને તેને લીધે સ્વચ્છંદનો નાશ હોય છે. સ્વચ્છંદ થોડી અથવા ઘણી હાનિ પામ્યો છે ત્યાં તેટલી બોધબીજ યોગ્ય ભૂમિકાબીજ થાય છે. સ્વચ્છંદ જ્યાં પ્રાયે દબાયો છે, ત્યા પછી માર્ગપ્રાપ્તિને રોકનારા ત્રણ કારણો મુખ્ય કરીને હોય છે એમ અમે જાણીએ છીએ. (૧) આ લોકની અલ્પ પણ સુખેચ્છા (૨) પરમ વિનયની ઓછાઈ (૩) અને પદાર્થનો અનિર્ણય.

આ લોકની અલ્પ પણ સુખેચ્છા હોવાનાં કારણો, નિઃશંકપણે તે [ મોક્ષ ] 'સત્' છે એવું દૃઢ થયું નથી; અથવા તે પરમાનંદરૂપ જ છે એમ પણ નિશ્ચય નથી; અથવા મુમુક્ષુતામા પણ કેટલોક આનંદ અનુભવાય છે તેને લીધે બાહ્ય શાતાનાં કારણો પણ કેટલીક વાર પ્રિય લાગે છે. અને તેથી આ લોકની અલ્પ પણ સુખેચ્છા રહ્યા કરે છે, જેથી જીવની જોગ્યતા રોકાઈ જાય છે.

વાસ્તવિક તત્ત્વ પામવાની કંઈ જોગ્યતાની ઓછાઈને લીધે 'પદાર્થનિર્ણય' ન થયો હોય તો ચિત્ત વ્યાકુળ રહે છે.

અને મિથ્યા સમતા આવે છે. કલ્પિત પદાર્થ વિષે 'સત્'ની માન્યતા હોય છે. જેથી કાળે કરી અપૂર્વ પદાર્થને વિષે પરમ પ્રેમ આવતો નથી અને એ જ પરમ યોગ્યતાની હાનિ છે.

અધિક શું કહીએ? કળિયુગ છે માટે ક્ષણ વાર પણ વસ્તુવિચાર વિના ન રહેવું એમ મહાત્માઓની શિક્ષા છે. (૨૨-૨૪)

૬. ભ્રાંતિગતપણે સુખસ્વરૂપ ભાસે છે એવા સંસારી પ્રસંગ અને પ્રકારોમાં જ્યાં સુધી જીવને વહાલપ વર્તે છે, ત્યાં સુધી જીવને પોતાનું સ્વરૂપ ભાસવું અસંભવિત છે, અને સત્સંગનું માહાત્મ્ય પણ તથારૂપપણે ભાસ્યમાન થવું અસંભવિત છે. જ્યાં સુધી તે સંસારગત વહાલપ અસંસારગત વહાલપને પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી અચિત કરી અપ્રમત્તપણે વારંવાર પુરુષાર્થનો સ્વીકાર યોગ્ય છે. (૨૫)

૧૨

## યત્ના—અપ્રમાદ

૧. ઉપયોગ ત્યાં ધર્મ છે. (૧૭)

૨. જેમ વિવેક એ ધર્મનું મૂળતત્ત્વ છે, એ ધર્મનું ઉપતત્ત્વ છે. વિવેકથી ધર્મતત્ત્વ ગ્રહણ કરાય છે અને યત્નાથી તે તત્ત્વ શુદ્ધ રાખી શકાય છે, તે પ્રમાણે પ્રવર્તન કરી શકાય છે. પ્રત્યેક કામ યત્નાપૂર્વક જ કરવું એ વિવેકી શ્રાવકનું કર્તવ્ય છે. (૧૭)

૩. ધર્મની અનાદરતા, ઉન્માદ, આળસ, કષાય એ સઘળાં પ્રમાદનાં લક્ષણ છે. અવસર પામીને પ્રમાદ ન કરવો. કારણ, દેહ ક્ષણભંગુર છે. (૧૭)

૪. પળ એ અમૂલ્ય ચીજ છે; ચક્રવર્તી પણ એક પળ પામવા આખી રિદ્ધિ આપે તો પણ તે પામનાર નથી. એક પળ વ્યર્થ ખોવાથી એક ભવ હારી જવા જેવું છે. એમ તત્ત્વની દૃષ્ટિએ સિદ્ધ છે. (૧૭)

૫. ઓછો પ્રમાદ થવાનો ઉપયોગ એ જીવને માર્ગના વિચારમાં સ્થિતિ કરાવે છે, એ વાત ફરી ફરી વિચારી તે

પ્રયત્ન કોઈ પ્રકારે કરવું ઘટે છે એ વાત ભૂલવાજોગ નથી. (૨૬)

૬. પ્રમાદને તીર્થંકર દેવ કર્મ કહે છે અને અપ્રમાદને અકર્મરૂપ 'આત્મસ્વરૂપ' કહે છે. જ્યાં કંઈ પણ પ્રમત્ત-દશા હોય છે, ત્યાં જગતપ્રત્યયી કામનો આત્માને વિષે અવકાશ ઘટે છે. જ્યાં કેવળ 'અપ્રમત્તતા' વર્તે છે, ત્યાં આત્મા સિવાય બીજા કોઈ પણ ભાવનો અવકાશ વર્તે નહિ. (૨૭)

૭. અસાર અને કલેશરૂપ આરંભ પરિગ્રહના કાર્યમાં વસતાં જો આ જીવ કંઈ પણ નિર્ભય કે અજાગૃત રહે, તો ઘણા વર્ષનો ઉપાસેલો વૈરાગ્ય પણ નિષ્ફળ જાય એવી દશા થઈ આવે છે. એ વાતનો મુમુક્ષુ જીવે કાર્યે કાર્યે, ક્ષણે ક્ષણે અને પ્રસંગે પ્રસંગે લક્ષ રાખ્યા વિના મુમુક્ષુતા રહેવી દુર્લભ છે. (૨૮)

## ૧૩

# અહિંસા

૧ દયા એ જ ધર્મનું સ્વરૂપ છે. જ્યા દયા નથી ધર્મ નથી (૧૭)

૨. ધર્મતત્ત્વ જો પૂછ્યુ મને, તો સંભળાવુ સ્નેહે તને,
જે સિદ્ધાંત સકળનો સાર, સર્વમાન્ય સહુને હિતકાર
ભાખ્યુ ભાષણમા ભગવાન, ધર્મ ન બીજો દયા સમાન
અભયદાન સાથે સંતોષ, દ્યો પ્રાણીને દળવા દોષ
સત્ય શીલ ને સઘળા દાન, દયા હોઈને રહ્યા પ્રમાણ
પુષ્પપાંખડી જ્યા દુભાય, જિનવરની ત્યા નહિ આજ્ઞાય
સર્વ જીવનુ ઇચ્છો સુખ, મહાવીરની શિક્ષા મુખ્ય
એ ભવતારક સુંદર રાહ, ધરિયે તરિયે કરી ઉત્સાહ.
ધર્મ સકળનુ એ શુભ મૂળ, એ વણ ધર્મ સદા પ્રતિકૂળ
તત્ત્વરૂપથી એ ઓળખે, તે જન પહોંચે શાશ્વત સુખે.
(૧૭)

૩ પ્રથમ સ્થાનમાં મહાવીરદેવે સર્વ આત્માથી સંયમરૂપ નિપુણ અહિંસા દેખીને ઉપદેશી સર્વ જીવને પોતાના

આત્મા સમાન લેખે...સર્વ જીવો જીવિતને ઇચ્છે છે, મરણને ઇચ્છતા નથી...એ કારણથી જગતમા જેટલા ત્રસ અને સ્થાવર પ્રાણીઓ છે, તેને જાણતાં અજાણતા હણવા નહિ

પોતાને માટે કે પરથી કે ભયથી પ્રાણીઓને કષ્ટ થાય તેવુ અસત્ય બોલવુ નહિ પ્રાણીને તે અવિશ્વાસ ઉપજાવે છે તે માટે તેનો ત્યાગ કરવો મહારૌદ્ર એવુ અબ્રહ્મચર્ય, પ્રમાદને રહેવાનુ સ્થળ, ચારિત્રનો નાશ કરનાર તે આ જગતમા [મુનિ] આચરે નહિ જે વસ્ત્ર પાત્ર છે, તે પણ સંયમની રક્ષા માટે થઈને ધારણ કરે સયમની રક્ષા અર્થે રાખવા પડે તેને પરિગ્રહ ન કહેવો પણ મૂર્છાને પરિગ્રહ કહેવો એમ પૂર્વમહર્ષિઓ કહે છે

તત્ત્વજ્ઞાનને પામેલા મનુષ્યો છકાય (જીવો)ના રક્ષણને માટે થઈને તેટલો પરિગ્રહ માત્ર રાખે, બાકી પોતાના દેહમાં મમત્વ આચરે નહિ નિરતર તપશ્ચર્યા, સંયમને અવિરોધક ઉપજીવનરૂપ એક વખતનો આહાર લેવો હિંસાદિક દોષો દેખીને જ્ઞાતપુત્ર ભગવાને એમ ઉપદેશ્યુ કે સર્વ પ્રકારના આહાર રાત્રિએ ભોગવે નહિ

પ્રથમ જ્ઞાન અને પછી દયા અજ્ઞાની શુ કરે, કે જો તે કલ્યાણ કે પાપ જાણતો નથી? શ્રવણ કરીને કલ્યાણને જાણવુ જોઈએ, પાપને જાણવુ જોઈએ જાણ્યા પછી જે શ્રેય હોય તે સમાચરવુ જોઈએ (૨૬ પહેલા)

૧૮

## તપ

૧ તપ વડે કરી કર્મસ્મોઘને બાળીને ભસ્મીભૂત [કરી નખાય છે] તપના બાર પ્રકારોમાં અનશન, ઉણોદરી, રસપરિત્યાગ, કાયક્લેશ વગેરે બાહ્ય તપ છે, [અને] પ્રાયશ્ચિત્ત વિનય, શાસ્ત્રપઠન ધ્યાન એ આભ્યંતર તપ છે (૧૬)

૨ કોઈ સ્ત્રી ગમે તેટલા કષ્ટથી તપશ્ચર્યા કરી પોતાના પતિને રિઝવવા ઇચ્છે તો પણ જ્યા સુધી તે સ્ત્રી પોતાની પ્રકૃતિ પતિની પ્રકૃતિના સ્વભાવાનુસાર કરી ન શકે, ત્યાં સુધી પ્રકૃતિના પ્રતિકૂલપણાને લીધે તે પતિ પ્રસન્ન ન જ થાય અને તે સ્ત્રીને માત્ર શરીરે ક્ષુધાદિ તાપની પ્રાપ્તિ થાય તેમ કોઈ મુમુક્ષુ ભગવાનના સ્વરૂપાનુસાર વૃત્તિ ન કરે અને અન્ય સ્વરૂપમાં રુચિમાન છતા અનેક પ્રકારના તપ તપીને કષ્ટ સેવે તો પણ તે ભગવાનને પામે નહિ ભગવાનરૂપ પતિની સેવાના પ્રકાર ઘણા છે પણ તેમા સર્વોત્કૃષ્ટ પૂજા તો ચિત્તપ્રસન્નતા એટલે તે ભગવાનમાં

ચૈતન્યવૃત્તિ પરમ હર્ષથી એકત્વને પ્રાપ્ત કરવી તે જ છે તેમા જ સર્વ સાધન સમાય છે. જ્યા સુધી ચિત્તમા બીજો ભાવ હોય ત્યા સુધી કપટ છે અને કપટ છે ત્યાં સુધી ભગવાનના ચરણમાં આત્માનું અર્પણ કયાંથી થાય? (૩૧)

૩ ગમે તે ક્રિયા જપ તપ કે શાસ્ત્રવાચન કરીને પણ એક જ કાર્ય સિદ્ધ કરવાનું છે, તે એ કે જગતની વિસ્મૃતિ કરવી અને સત્‌ના ચરણમા રહેવુ અને એ એક જ લક્ષ ઉપર પ્રવૃત્તિ કરવાથી જીવને પોતાને શુ કરવુ યોગ્ય છે અને શુ કરવુ અયોગ્ય છે તે સમજાય છે—સમજાતું જાય છે એ લક્ષ અચળ થયા વિના જપ,તપ, ધ્યાન કે દાન કોઈની યથાયોગ્ય સિદ્ધિ નથી અને ત્યાં સુધી ધ્યાનાદિક નહિ જેવા કામનાં છે. (૨૨થી ૩૪)

૪. આત્મચારિત્ર અવધારણ કરતા તપ પરિષહાદિકના બહિર્દુખને દુખ માન્યુ છે અને મહાયોગતિમા પરિભ્રમણરૂપ અનંત દુખને બહિર્ભાવ મોહિનીથી સુખ માન્યુ છે એ જો કેવી ભ્રમવિચિત્રતા છે?

વિષયની વૃત્તિ ન હોય તેને સયમ પાળવો કંઈયે દુષ્કર નથી આત્મચારિત્રનું દુખ તે દુખ નહિ પણ પરમ સુખ છે અને પરિણામે અનંત સુખતરંગપ્રાપ્તિનુ કારણ છે તેમજ ભોગવિલાસાદિકનુ સુખ તે ક્ષણિક અને પરિણામે અનંત દુખનું કારણ છે (૧૬)

## ૧૫

## બ્રહ્મચર્ય

૧ મહા રૌદ્ર એવું અબ્રહ્મચર્ય, પ્રમાદને રહેવાનું સ્થળ, ચારિત્રનો નાશ કરનાર, તે આ જગતમાં મુનિ આચરે નહિ. અધર્મનું મૂળ, મહા દોષની જન્મભૂમિકા એવા જે મૈથુનના આલાપપ્રલાપ તેનો નિગ્રંથે ત્યાગ કરવો. (૧૬ પહેલા)

૨. સર્વ ચારિત્ર વશીભૂત કરવાને માટે, સર્વ પ્રમાદ ટાળવાને માટે, આત્મામાં અખંડ વૃત્તિ રહેવાને માટે, મોક્ષ સંબંધી સર્વ પ્રકારના સાધનના જયને અર્થે બ્રહ્મચર્ય અદ્‌ભુત અનુપમ મહાયકારી છે, તથા મૂળભૂત છે. (૨૨–૩૪)

૩. નિરખીને નવયૌવના, લેશ ન વિષયનિદાન,
ગણે કાષ્ઠની પૂતળી, તે ભગવાન સમાન.
આ સઘળા સંસારની, રમણી નાયકરૂપ,
એ ત્યાગી, ત્યાગ્યું બધું, કેવળ શોકસ્વરૂપ.

એક વિષયને જીતતાં, જીત્યો સૌ સંસાર,
નૃપતિ જીતતાં જીતીએ, દળ, પુર ને અધિકાર.
વિષયરૂપ અંકુરથી, ટળે જ્ઞાન ને ધ્યાન,
લેશ મદિરાપાનથી, છાકે જ્યમ અજ્ઞાન.
સુંદર શિયળ સુરતરુ, મન વાણી ને દેહ,
જે નરનારી સેવશે, અનુપમ ફળ લે તેહ.
પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન,
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન.

(૧૭)

૪. બ્રહ્મચર્યની નવ વાડ :

(૧) વસતી. જ્યાં સ્ત્રી, પશુ, પડંગ એથી કરીને જે સંયુક્ત વસતી હોય, ત્યાં રહેવું નહિ. એવા પ્રકારનો વાસ બ્રહ્મચર્યની હાનિ કરે છે. તેઓની કામચેષ્ટા, હાવભાવ ઇત્યાદિક વિકારો મનને ભ્રષ્ટ કરે છે.

(૨) કથા. કેવળ એકલી સ્ત્રીઓને જ કે એક જ સ્ત્રીને ધર્મોપદેશ બ્રહ્મચારીએ ન કરવો. કથા એ મોહની ઉત્પત્તિરૂપ છે. જેથી ચિત્ત ચળે એવા પ્રકારની ગમે તે શૃંગાર સંબંધી કથા બ્રહ્મચારીએ ન કરવી.

(૩) આસન. સ્ત્રીઓની સાથે એક આસને ન બેસવું. જ્યાં સ્ત્રી બેઠી હોય, ત્યાં બે ઘડી સુધીમાં બ્રહ્મચારીએ ન બેસવું. એ સ્ત્રીઓની સ્મૃતિનું કારણ છે — વિકારની ઉત્પત્તિ છે — એમ ભગવાને કહ્યું છે.

(૪) ઇંદ્રિયનિરીક્ષણ. સ્ત્રીઓના અંગોપાંગ બ્રહ્મચારી સાધુએ ન જોવાં. એનાં અમુક અંગ પર દૃષ્ટિ એકાગ્ર થવાથી વિકારની ઉત્પત્તિ થાય છે.

(૫) કુડ્યાંતર. ભીંત, કનાત કે ત્રાટાના અંતરપટમ સ્ત્રીપુરુષ જ્યાં મૈથુન સેવે, ત્યાં બ્રહ્મચારીએ રહેવુ નહિ કારણ શબ્દચેષ્ટાદિક વિકારનાં કારણ છે.

(૬) પૂર્વક્રીડા. પોતે ગૃહસ્થાવાસમાં ગમે તેવી જાતના શૃંગારથી વિષયક્રીડા કરી હોય તેની સ્મૃતિ કરવી નહિ. તેમ કરવાથી બ્રહ્મચર્ય ભંગ થાય છે.

(૭) પ્રણીત. દૂધ, દહીં, ઘૃતાદિ મધુરા અને ચીકાશ વાળા પદાર્થોનો બહુધા આહાર ન કરવો. એથી વીર્યની વૃદ્ધિ અને ઉન્માદ થાય છે. અને તેથી કામની ઉત્પત્તિ થાય છે. માટે બ્રહ્મચારીએ તેમ કરવું નહિ.

(૮) અતિમાત્રાહાર. પેટ ભરીને આહાર કરવો નહિ. તેમ અતિમાત્રાની ઉત્પત્તિ થાય તેમ કરવું નહિ. એથી પણ વિકાર વધે છે.

(૯) વિભૂષણ સ્નાનવિલેપન પુષ્પાદિક બ્રહ્મચારીએ ગ્રહણ કરવુ નહિ. એથી બ્રહ્મચર્યને હાનિ ઉત્પન્ન થાય છે.

(૧૭)

ઉપર સ્થૂલ બતાવ્યો ખરો છે.
[illegible] તાજા લેખો બે કોઈ સારા નથી.
[illegible] ઓછા પાણીવાળી કે તેજ સ્ત્રી
[illegible]વવી. બ્રહ્મચર્ય તો ત્યારે ખરુ કહેવા
ત્યારે શરીરમાં જુવાની તાકાત હોય, સાત-
[illegible]માત્રમાં હોય. જેના વાળપો તો સારવા
[illegible] રહેલા નથી રહે.
ગૃહ - ૭ - ૫૨ [illegible] પત્ર

## ૧૬

# ઇંદ્રિયજય

૧. જ્યાં સુધી જીભ સ્વાદિષ્ટ ભોજન ચાહે છે, જ્યાં સુધી નાસિકા સુગંધી ચાહે છે જ્યા સુધી કાન વારાંગનાનાં ગાન અને વાદિત્ર ચાહે છે, જ્યા સુધી આંખ વનોપવન જોવાનું લક્ષ રાખે છે, જયા સુધી ત્વચા સુગંધી લેપન ચાહે છે, ત્યાં સુધી મનુષ્ય નીરાગી, નિર્ગ્રંથ, નિઃપરિગ્રહી, નિરારંભ અને બ્રહ્મચારી થઈ શકતો નથી. (૧૬)

૨. મન વડે ઇંદ્રિયોની લોલુપતા છે ભોજન, વાદિત્ર, સુગંધી, સ્ત્રીનુ નિરીક્ષણ, સુદર વિલેપન એ બધું મન જ માગે છે. એ મોહિની આડે તે ધર્મને સંભારવા પણ દેતું નથી. સંભાર્યા પછી સાવધાન થવા દેતું નથી. સાવધાન થયા પછી પતિતતા કરવામાં પ્રવૃત્ત – લાગુ – થાય છે. એમાં નથી ફાવતું ત્યારે સાવધાનીમાં કંઈ ન્યૂનતા પણ ન પામતા અડગ રહીને મન જીતે છે, તે સર્વ સિદ્ધિને પામે છે. (૧૭)

૩. મન જ સર્વોપાધિની જન્મદાતા ભૂમિકા છે. મન જ બંધ અને મોક્ષનું કારણ છે. મન જ સર્વ સંસારની મોહિનીરૂપ છે. એ વશ થતાં આત્મસ્વરૂપને પામવું લેશ દુર્લભ નથી. (૧૭)

૪. મન અકસ્માત કોઈથી જ જીતી શકાય છે. નહિ તો ગૃહસ્થાશ્રમે અભ્યાસે કરીને જ જિતાય છે. એ અભ્યાસ નિર્ગ્રંથતામાં બહુ થઈ શકે છે. છતાં સામાન્ય પરિચય કરવા માગીએ તો તેનો મુખ્ય માર્ગ આ છે કે, [મન] જે દુરિચ્છા કરે તેને ભૂલી જવી; તેમ કરવું નહિ. તે જ્યારે શબ્દસ્પર્શાદિ વિલાસ ઇચ્છે, ત્યારે આપવા નહિ. ટૂંકામાં આપણે એથી દોરાવું નહિ, પણ આપણે એને દોરવું. તે પણ મોક્ષમાર્ગમાં. (૧૭)

૫. મનોનિગ્રહનાં વિઘ્ન: (૧) આળસ (૨) અનિયમિત ઊંઘ (૩) વિશેષ આહાર (૪) ઉન્માદ પ્રકૃતિ (૫) માયા પ્રપંચ (૬) અનિયમિત કામ (૭) અકરણીય વિલાસ (૮) માન (૯) મર્યાદા ઉપર કામ (૧૦) આપવડાઈ (૧૧) તુચ્છ વસ્તુથી આનંદ (૧૨) રસગારવલુબ્ધતા (૧૩) અતિભોગ (૧૪) પારકું અનિષ્ટ ઇચ્છવું (૧૫) કારણ વિના રળવું (૧૬) ઝાઝાનો સ્નેહ (૧૭) અયોગ્ય સ્થળે જવું (૧૮) એકે ઉત્તમ નિયમ સાધ્ય ન કરવો.

આ અષ્ટાદશ દોષ જ્યાં સુધી મનથી નિકટતા ધરાવે છે, ત્યાં સુધી તે મનુષ્ય પણ આત્મસાર્થક કરવાનો નથી. (૧૭)

૬. અલ્પ આહાર, અલ્પ વિહાર, અલ્પ નિદ્રા, નિયમિત વાચા, નિયમિત કાયા અને અનુકૂળ સ્થાન એ મનને વશ કરવાનાં ઉત્તમ સાધનો છે. (૧૮-૧૯)

૭. વિષયાદિ ઇચ્છિત પદાર્થ ભોગવી તેથી નિવૃત્ત થવાની ઇચ્છા રાખવી અને તે ક્રમે પ્રવર્તવાથી આગળ પર તે વિષયમૂર્ચ્છા ઉત્પન્ન થવી ન સંભવે, એમ થવું કઠણ છે. કેમકે, જ્ઞાનદશા વિના વિષયનું નિર્મૂળપણું થવું સંભવતું નથી. જો જ્ઞાનદશા ન હોય, તો ઉત્સુક પરિણામ વિષય આરાધતાં ઉત્પન્ન થયા વિના ન રહે. જેને જ્ઞાનદશા છે, તેવા પુરુષો [પણ] વિષયાકાંક્ષાથી અથવા વિષયનો અનુભવ કરી તેથી વિરક્ત થવાની ઇચ્છાથી તેમાં પ્રવર્તતા નથી. અને એમ જો પ્રવર્તતા જાય, તો જ્ઞાનને પણ આવરણ આવવા યોગ્ય છે. માત્ર પ્રારબ્ધ સંબંધી ઉદય હોય એટલે છૂટી ન શકાય તેથી જ જ્ઞાની પુરુષની ભોગપ્રવૃત્તિ છે. તે પણ પૂર્વ પશ્ચાત્તાપવાળી અને મંદમાં મંદ પરિણામ સંયુક્ત હોય છે. સામાન્ય મુમુક્ષુ જીવ વૈરાગ્યના ઉદ્ભવને અર્થે વિષય આરાધવા જતાં તો ઘણું કરી બંધાવા સંભવ છે. કેમકે, જ્ઞાની પુરુષ પણ તે પ્રસંગોને માંડ માંડ જીતી શક્યા છે. તો જેની માત્ર વિચારદશા છે, એવા પુરુષનો ભાર નથી કે તે વિષયને એ પ્રકારે જીતી શકે (૨૯)

૮. જીવે અવશ્ય જાગૃત રહેવું. કારણકે, વૃત્તિઓનું પ્રાબલ્ય એવું છે કે, તે હરેક પ્રકારે છેતરે છે વૃત્તિઓ પ્રથમ જાણે છે કે, 'હમણાં આ સગતનમાં છે એટલે આપણું બળ ચાલવાનું નથી.' અને તેથી ચૂપ થઈ બધી દબાઈ રહે છે. જ્યારે જ્ઞાની પુરુષ ત્યાગ કરાવવાને માટે કહે કે, 'આ પદાર્થ ત્યાગી દે' ત્યારે વૃત્તિ ભૂલવે છે કે, 'ઠીક છે, હું બે દિવસ પછી ત્યાગીશ.' આવા ભુલાવામાં પડે છે કે વૃત્તિ જાણે છે કે, 'ઠીક થયું. અણીનો ચૂક્યો સો વર્ષ જીવે.' એટલામાં

શિથિલપણાનાં કારણો મળે કે, 'આ ત્યાગવાથી રોગનાં કારણો થશે. માટે હમણાં નહિ, પણ આગળ ત્યાગીશ.' આ રીતે વૃત્તિઓ છેતરે છે. (૨૯)

૯. પાંચ ઇંદ્રિયો શી રીતે વશ થાય? વસ્તુઓ ઉપર તુચ્છભાવ લાવવાથી. ફૂલના દૃષ્ટાંતે. ફૂલમાં સુગંધ હોય છે તેથી મન સંતુષ્ટ થાય છે. પણ સુગંધ થોડી વાર રહી નાશ પામી જાય છે અને ફૂલ કરમાઈ જાય છે પછી કાંઈ મનને સંતોષ થતો નથી. તેમ સર્વ પદાર્થને વિષે તુચ્છભાવ લાવવાથી ઇંદ્રિયોને પ્રિયતા થતી નથી અને તેથી ક્રમે ઇંદ્રિયો વશ થાય છે. વળી પાંચ ઇંદ્રિયોમાં પણ જિહ્વા ઇંદ્રિય વશ કરવાથી બાકીની ચાર ઇંદ્રિયો સહેજે વશ થાય છે. (૨૯)

૧૦ તીર્થંકરે ઉપવાસ કરવાની આજ્ઞા કરી છે તે માત્ર ઇંદ્રિયોને વશ કરવા માટે. એકલા ઉપવાસ કરવાથી ઇંદ્રિયો વશ થતી નથી. પણ ઉપયોગ* હોય તો — વિચારસહિત થાય તો — વશ થાય છે. જેમ લક્ષ વગરનું બાણ નકામું જાય છે, તેમ ઉપયોગ વિનાનો ઉપવાસ આત્માર્થે થતો નથી. (૨૯)

૧૧. બાહ્ય ઇંદ્રિયો વશ કરી હોય, તો સત્પુરુષના આશ્રયથી અંતર્લક્ષ થઈ શકે. આ કારણથી બાહ્ય ઇંદ્રિયો વશ કરવી તે શ્રેષ્ઠ છે. બાહ્ય ઇંદ્રિયો વશ હોય અને સત્પુરુષનો આશ્રય ન હોય, તો લૌકિકભાવમાં જવાનો સંભવ રહે. (૨૯)

* ઉપયોગનો અર્થ જૈન પરિભાષામાં ચૈતન્યનો વ્યાપાર એવો થાય છે. તેનો ખાસ અર્થ સાવધતા, જાગૃતિ પણ થાય છે.

૩૨. જીવ એમ માને છે કે, હું કાંઈક સમજતું છું અને જ્યારે ત્યાગ કરવા ધારીશ ત્યારે એકદમ ત્યાગ કરી શકીશ. પરંતુ તે માનવું ભૂલભરેલું થાય છે. જ્યાં સુધી એવો પ્રસંગ નથી આવ્યો, ત્યાં સુધી પોતાનું જોર રહે છે. જ્યારે એવો વખત આવે છે, ત્યારે શિથિલપરિણામી થઈ મોળો પડે છે. માટે આસ્તે આસ્તે તપાસ કરવો તથા પરિચય કરવા માંડવો. એકદમ ત્યાગ કરવાનો વખત આવે ત્યારની વાત ત્યારે, એ વિચાર તરફ લક્ષ રાખી, હાલ તો આસ્તે આસ્તે ત્યાગની કસરત કરવાની જરૂર છે. શરીરમાં પણ આંખ, જીભ અને ઉપસ્થ એ ત્રણ ઇન્દ્રિયોના વિષયના દેશેદેશે ત્યાગ તરફ પ્રથમ જોડાણ કરાવવાનું છે. હાલ તપાસ દાખલ અંશે અંશે જેટલો જેટલો ત્યાગ કરવો તેમાં પણ મોળાશ ન રાખવી. તેમજ રૂઢિને અનુસરી ત્યાગ કરવો એમ પણ નહિ. જે કાંઈ ત્યાગ કરવો તે શિથિલતાપણારહિત તથા બારીબારણાંરહિત કરવો. અથવા બારીબારણાં રાખવાં જરૂર હોય, તો તે પણ ચોકસ આકારમાં ખુલ્લી રીતે રાખવાં. પણ એવાં ન રાખવાં કે તેનો અર્થ જ્યારે જેવો કરવો હોય તેવો થઈ શકે. ત્યાગ કરવા પછી પોતાને મનગમતો અર્થ કરવો નહિ (૩૨)

## ૧૭

# પરિગ્રહ

૧. પરિગ્રહની મૂર્છા પાપનું મૂળ છે. જે પ્રાણીને પરિગ્રહની મર્યાદા નથી, તે પ્રાણી સુખી નથી. તેને જે મળ્યું તે ઓછું છે. પરિગ્રહની પ્રબળતામાં જે કંઈ મળ્યું તેનું સુખ તો ભોગવાતું નથી, પરંતુ હોય તે પણ વખતે જાય છે (૧૭)

૨. પરિગ્રહથી નિરંતર ચળવિચળ અને પાપભાવના રહે છે. અકસ્માત યોગથી એવી પાપભાવનામાં આયુષ્ય પૂર્ણ થાય, તો બહુધા અધોગતિનું કારણ થઈ પડે. (૧૭)

૩ કેવળ પરિગ્રહ તો મુનીશ્વરો ત્યાગી શકે; પણ ગૃહસ્થો એની અમુક મર્યાદા કરી શકે. મર્યાદા થવાથી ઉપરાંત પરિગ્રહની ઉત્પત્તિ નથી અને એથી કરીને વિશેષ ભાવના પણ બહુધા થતી નથી. અને વળી જે મળ્યું છે, તેમાં સંતોષ રાખવાની પ્રથા પડે છે. એથી સુખમાં કાળ જાય છે. (૧૭)

૪. ધર્મ સંબંધી કેટલુંક જ્ઞાન છતાં, ધર્મની દઢતા છતાં પણ પરિગ્રહના પાશમાં પડેલો પુરુષ કોઈક જ છૂટી શકે છે; વૃત્તિ એમાં જ લટકી રહે છે. પરંતુ એ વૃત્તિ કોઈ કાળે સુખદાયક કે આત્મહિતૈષી થઈ નથી. (૧૭)

૫. આરંભ અને પરિગ્રહનો જેમ જેમ મોહ મટે છે, જેમ જેમ તેને વિષેથી પોતાપણાનું અભિમાન મંદ પરિણામને પામે છે, તેમ તેમ મુમુક્ષુતા વર્ધમાન થયા કરે છે. અનંત કાળના પરિચયવાળું એ અભિમાન પ્રાયે એકદમ નિવૃત્ત થતું નથી. એટલા માટે તન, મન, ધનાદિ જે કંઈ પોતાપણે વર્તતાં હોય છે, તે જ્ઞાની પ્રત્યે અર્પણ કરવામાં આવે છે. જ્ઞાની કંઈ તેને ગ્રહણ કરતા નથી, પણ તેમાંથી પોતાપણું મટાડવાનું ઉપદેશે છે. અને કરવા યોગ્ય પણ તેમજ છે કે, આરંભ પરિગ્રહને પોતાનાં થતાં અટકાવવાં. (૨૫)

૬. લોભથી તૃણનો પણ સ્પર્શ કરવો નહિ. સંયમની રક્ષા અર્થે (જે કાંઈ) રાખવાં પડે છે, તેને પરિગ્રહ ન કહેવો; પણ મૂર્છાને પરિગ્રહ કહેવો, એમ પૂર્વ મહર્ષિઓ કહે છે. તત્ત્વજ્ઞાનને પામેલાં મનુષ્યો તેટલો પરિગ્રહ માત્ર રાખે. બાકી પોતાના દેહમાં [પણ] મમત્વ આચરે નહિ. (૧૬ પહેલાં)

## ૧૮

# વ્રત-નિયમ

૧. પચ્ચખાણ (પ્રત્યાખ્યાન) શબ્દ, 'અમુક વસ્તુ ભણી ચિત્ત ન કરવુ એવો જે નિયમ કરવો' તેને બદલે વપરાય છે. પ્રત્યાખ્યાન કરવાનો હેતુ મહા ઉત્તમ અને સૂક્ષ્મ છે. રાત્રે આપણે ભોજન ન કરતા હોઈએ, પરંતુ તેનો જો પ્રત્યાખ્યાનરૂપે નિયમ ન કર્યો હોય, તો તે ફળ ન આપે; કારણ આપણી ઇચ્છા ખુલ્લી રહી. જેમ ઘરનું બારણું ઉઘાડું હોય અને શ્વાનાદિક જનાવર કે મનુષ્ય ચાલ્યું આવે, તેમ ઇચ્છાનાં દ્વાર ખુલ્લાં હોય, તો તેમાં કર્મ પ્રવેશ કરે છે. એટલે કે એ ભણી આપણા વિચાર છૂટથી જાય છે. તે કર્મબંધનનું કારણ છે. અને જો પ્રત્યાખ્યાન હોય, તો પછી એ ભણી દૃષ્ટિ કરવાની ઇચ્છા થતી નથી.

પ્રત્યાખ્યાનથી એક બીજો પણ મોટો લાભ છે. તે એ કે અમુક વસ્તુઓમાં જ આપણો લક્ષ રહે છે. બાકી

બધી વસ્તુઓનો ત્યાગ થઈ જાય છે. જે જે વસ્તુ ત્યાગ કરી છે, તે તે સંબંધી વિશેષ વિચાર કે એવી કાંઈ ઉપાધિ રહેતી નથી. એ વડે મન બહુ બહોળતાને પામી, નિયમ-રૂપી સડકમાં ચાલ્યું જાય છે. મન એ નિયમરૂપી લગામમાં આવવાથી, પછી ગમે તે શુભ રાહમાં લઈ જવાય છે. અને તેમાં વારંવાર પર્યટન કરાવવાથી તે એકાગ્ર, વિચારશીલ અને વિવેકી થાય છે. મનનો આનંદ શરીરને પણ નીરોગી કરે છે. (૧૭)

## ૧૯

## ભક્તિ

૧. ઘણા ઘણા પ્રકારથી મનન કરતાં અમારો દૃઢ નિશ્ચય છે કે, ભક્તિ એ સર્વોપરી માર્ગ છે. અને તે સત્પુરુષના ચરણ સમીપ રહીને થાય તો ક્ષણ વારમાં મોક્ષ કરી દે તેવો પદાર્થ છે. (૨૨-૨૪)

૨. પ્રભુભક્તિમાં જેમ બને તેમ તત્પર રહેવું. મોક્ષનો એ ધુરંધર માર્ગ મને લાગ્યો છે. ગમે તો મનથી પણ સ્થિર થઈને બેસી, પ્રભુભક્તિ અવશ્ય કરવી યોગ્ય છે. મનની સ્થિરતા થવાનો મુખ્ય ઉપાય હમણાં તો પ્રભુભક્તિ સમજો. આગળ પણ તે અને તેવુ જ છે. (૨૭)

૩. જ્ઞાનમાર્ગ દુરાગમ્ય છે; પરમાવગાઢ દશા પામ્યા પહેલાં તે માર્ગે પડવાનાં ઘણાં સ્થાનક છે. સંદેહ, વિકલ્પ, સ્વચ્છંદતા, અતિપરિણામીપણું એ આદિ કારણો વારંવાર જીવને તે માર્ગે પડવાના હેતુઓ થાય છે; અથવા ઊર્ધ્વ-ભૂમિકા પ્રાપ્ત થવા દેતાં નથી.

ક્રિયામાર્ગે અમદ અભિમાન, વ્યવહાર, આગ્રહ, સિદ્ધિમોહ, પૂજાસત્કારાદિ યોગ અને દૈહિક ક્રિયામાં આત્મનિષ્ઠાદિ દોષોનો સંભવ રહ્યો છે. કોઈક મહાત્માને બાદ કરતાં ઘણા વિચારવાન જીવોએ ભક્તિમાર્ગનો તે જ કારણોથી આશ્રય કર્યો છે, અને આજ્ઞાશ્રિતપણું અથવા પરમ પુરુષ સદ્‌ગુરુને વિષે સર્વાર્પણ સ્વાધીનપણું શિરસાવંદ્ય દીઠું છે. (૨૯)

૪. શુદ્ધ, સચ્ચિદાનંદ સ્વરૂપ, સર્વ દૂષણ રહિત, સકળ ભય રહિત, સર્વજ્ઞ, સર્વદર્શી, જિનેશ્વર ભગવાનની ભક્તિથી આત્મશક્તિ પ્રકાશ પામે છે. એવા જિનેશ્વરોનું સ્વરૂપ [પરમાર્થરૂપે આપણા] આત્માની [જ] રિદ્ધિ હોવાથી, તે ભગવાનનુ સ્મરણ, ચિંતવન, ધ્યાન અને ભક્તિ વિકારથી વિરક્ત કરે છે, શાંતિ અને નિર્જરા આપે છે. ભગવાન તો નીરાગી અને નિર્વિકાર છે. એને સ્તુતિનિંદાનું આપણને કંઈ ફળ આપવાનું પ્રયોજન નથી [પરંતુ] તરવાર હાથમા લેવાથી જેમ શૌર્ય અને ભાંગથી નશો ઉત્પન્ન થાય છે, તેમ એ ગુણચિંતવનથી આત્મસ્વરૂપનુ ભાન થાય છે. સર્પ જેમ મોરલીના નાદથી જાગ્રત થાય છે, તેમ આત્મા પોતાની સત્ય સિદ્ધિ સાંભળતા મોહનિદ્રાથી જાગ્રત થાય છે. (૧૭)

૫. પરમાત્મા અને આત્માનું એકરૂપ થઈ જવું તે પરાભક્તિની છેવટની હદ છે એક એ જ લય રહેવી તે પરાભક્તિ છે. પરમમહાત્મા ગોપાંગનાઓ મહાત્મા વાસુદેવની ભક્તિમાં એ જ પ્રકારે રહી હતી. પરમાત્માને નિરંજન અને નિર્વિકાર ચિંતવ્યે જીવને એ લય આવવી

૧૧. ગુરુગમે કરીને જ્યાં સુધી ભક્તિનું પરમ સ્વરૂપ સમજાયું નથી, તેમ તેની પ્રાપ્તિ થઈ નથી, ત્યાં સુધી ભક્તિમાં પ્રવર્તતાં અકાળ અને અશુચિ દોષ હોય.

અકાળ અને અશુચિનો વિસ્તાર મોટો છે, તો પણ ટૂંકામાં લખ્યું છે. એકાંત પ્રભાત, પ્રથમ પ્રહર એ સેવ્ય ભક્તિને માટે યોગ્ય કાળ છે. સ્વરૂપચિંતનભક્તિ તો સર્વ કાળે સેવ્ય છે.

વ્યવસ્થિત મન એ સર્વ શુચિનું કારણ છે. બાહ્ય મલાદિકરહિત તન, અને શુદ્ધ સ્પષ્ટ વાણી એ શુચિ છે. (૨૨-૨૪)

## ૨૦

## સંન્યાસ

૧. કુટુંબરૂપી કાજળની કોટડીના વાસથી સંસાર વધે છે. ગમે તેટલી તેની સુધારણા કરશો, તો પણ એકાંતથી જેટલો સંસારક્ષય થવાનો છે, તેનો સોમો હિસ્સો પણ તે કાજળગૃહમાં થવાનો નથી. કષાયનું તે નિમિત્ત છે. મોહને રહેવાનો અનાદિ કાળનો પર્વત છે. (૧૮–૯)

૨. સર્વ શાસ્ત્રના બોધનું, ક્રિયાનું, જ્ઞાનનું, યોગનું અને ભક્તિનું પ્રયોજન સ્વરૂપપ્રાપ્તિને અર્થે છે. પણ એ વસ્તુઓ પ્રાપ્ત કરવા સર્વસંગપરિત્યાગની અવશ્ય છે. યોગભૂમિકામાં [ગૃહવાસમાં] નિર્જનાવસ્થા — સહજ સમાધિ — ની પ્રાપ્તિ નથી. તે સર્વસંગપરિત્યાગમાં નિયમાવાસિત છે. જ્યાં સુધી ગૃહવાસ પૂર્વકર્મના બળથી ભોગવવો રહ્યો છે, ત્યાં સુધી ધર્મ, અર્થ અને કામ ઉલ્લાસિત ઉદાસીનભાવે સેવવાં યોગ્ય છે. બાહ્યભાવે ગૃહસ્થશ્રેણી છતાં અંતરંગ નિર્ગ્રંથશ્રેણી જોઈએ. અને જ્યાં તેમ થયું છે, ત્યાં સર્વસિદ્ધિ છે. (૨૩)

વિકટ છે. એટલા માટે જેને પરમાત્માનો સાક્ષાત્કાર થયો છે, એવો દેહધારી પરાત્મા તે પરાભક્તિનું પરમ કારણ છે. તે જ્ઞાની પુરુષના સર્વ ચરિત્રમાં ઐક્યભાવનો લક્ષ થવાથી, તેના હૃદયમાં વિરાજમાન પરમાત્માનો ઐક્યભાવ હોય છે અને એ જ પરાભક્તિ છે. જ્ઞાની પુરુષ અને પરમાત્મામાં અંતર જ નથી. જ્ઞાની તો પરમાત્મા જ છે. અને તેની ઓળખાણ વિના પરમાત્માની પ્રાપ્તિ થઈ નથી. પરમાત્મા આ દેહધારીરૂપે થયો છે એમ જ જ્ઞાની પુરુષ પ્રત્યે જીવને બુદ્ધિ થયે ભક્તિ ઊગે છે અને તે ભક્તિ ક્રમે કરી પરાભક્તિરૂપ થાય છે. આ વિષે શ્રીમદ્‌ભાગવતમાં—ભગવદ્‌ગીતામાં ઘણા ભેદ પ્રકાશિત કરી એ જ લક્ષ પ્રકાશ્યો છે. (૨૧–૨૪)

૬ ભક્તિ પૂર્ણતા પામવાને યોગ્ય ત્યારે થાય છે કે એક તૃણ માત્ર પણ હરિ પ્રત્યે યાચવું નહિ સર્વ દશામાં ભક્તિમય જ રહેવું. . . . વહેવારચિંતાનું અકળામણ યોગ્ય નથી સર્વત્ર હરીચ્છા બળવાન છે એ દૃઢાવવા માટે હરિએ આમ કર્યું છે એમ નિઃશંકપણે સમજવું માટે જે થાય તે જોવું. (૨૨–૨૪)

૭ પરમાત્માની ભક્તિ જ જેને પ્રિય છે એવા પુરુષને (વ્યવહાર વેપારાદિ વિષે) કડણાઈ ન હોય તો પછી ખરા પરમાત્માની તેને ભક્તિ જ નથી એમ સમજવું—અથવા તો ચાહીને પરમાત્માની ઇચ્છારૂપ માયાએ તેવી કડણાઈ મોકલવાનું કાર્ય વિસ્મરણ કર્યું છે [એમ માનવું] એ કડણાઈ માયાની છે. અને પરમાત્માના લક્ષની તો એ સરળાઈ છે. કડણાઈ અને સરળાઈ, શાતા અને અશાતા એ ભગવદ્‌ભક્તને

સંભવા જ છે અને વળી કારણાઈ અને અશાતા તો વિશેષ અનુકૂળ છે પરમાત્મા એમ કહે છે કે, તમે તમારા કુટુંબ પ્રત્યે નિઃસ્નેહ હો, અને તેના પ્રત્યે સમભાવી થઈ, પ્રતિબંધરહિત થાઓ તે તમારું છે એમ ન માનો અને પ્રારબ્ધ-યોગને લીધે એમ મનાય છે, તે ટાળવા આ કઠણાઈ મેં મોકલી છે અધિક શું કહેવું? એ એમ જ છે (૨૨–૨૪)

૮ મહાત્મા કબીરજી તથા નરસૈં મહેતાની ભક્તિ અનન્ય અલૌકિક અદ્ભુત અને સર્વોત્કૃષ્ટ હતી તેમ છતાં તે નિઃસ્પૃહ હતી સ્વપ્ને પણ તેમણે એવી દુઃખી સ્થિતિ છતાં આજીવિકા અર્થે—વ્યવહારાર્થે—પરમેશ્વર પ્રત્યે દીનપણું કર્યું નથી અને એ જ એમનું સમગ્ર માહાત્મ્ય છે પરમાત્માએ એમના 'પરચા' પૂરા કર્યા છે, તે એ ભક્તોની ઇચ્છાથી વિરુદ્ધ થઈને ભક્તોની એવી ઇચ્છા ન હોય અને હોય તો રહસ્યભક્તિની તેમને પ્રાપ્તિ ન હોય (૨૨–૨૪)

૯ ઈશ્વર પર વિશ્વાસ રાખવો એ એક સુખદાયક માર્ગ છે જેનો દૃઢ વિશ્વાસ હોય છે, તે દુઃખી હોતો નથી, અથવા હોય તો દુઃખ વેદતો નથી દુઃખ ઊલટું સુખ-રૂપ થઈ પડે છે સંસારમાં પ્રારબ્ધાનુસાર ગમે તેવા શુભાશુભ ઉદય આવો, પરંતુ તેમાં પ્રીતિઅપ્રીતિ કરવાનો આપણે સંકલ્પ પણ ન કરવો (૨૩)

૧૦ ભગવતને સર્વ સમર્પણ કર્યા સિવાય આ કાળમાં જીવનું દેહાભિમાન મટવું સંભવતું નથી માટે અમે સનાતનધર્મરૂપ 'પરમસત્ય' તેનું નિરંતર ધ્યાન કરીએ છીએ જે સત્યનું ધ્યાન કરે છે, તે સત્ય હોય છે (૨૫)

૩. પાણી સ્વભાવે શીતળ છતાં કોઈ વાસણમાં નાખી, નીચે અગ્નિ સળગતો રાખ્યો હોય, તો તેની નિરીચ્છા હોય છતાં તે પાણી ઉષ્ણપણું ભજે છે. તેવો આ વ્યવસાય સમાધિએ શીતળ એવા પુરુષ પ્રત્યે ઉષ્ણપણાનો હેતુ થાય છે. વર્ધમાન સ્વામીએ ગૃહવાસમાં પણ 'આ સર્વ વ્યવસાય અસાર છે, કર્તવ્યરૂપ નથી' એમ જાણ્યું હતું, તેમ છતાં તે ગૃહવાસને ત્યાગી મુનિચર્યા ગ્રહણ કરી હતી. જે વર્ધમાન સ્વામી ગૃહવાસમાં છતાં અભોગી જેવા હતા, નિસ્પૃહ હતા, અને સહજ સ્વભાવે મુનિ જેવા હતા, આત્માકાર પરિણામી હતા, તે પણ સર્વ વ્યવસાયમાં અસારપણું જાણીને દૂર પ્રવર્ત્યા; તે વ્યવસાય બીજા જીવે કરી કયા પ્રકારથી સમાધિ રાખવી વિચારી છે? તે વિચારીને ફરી ફરી વ્યવસાયના પ્રસંગમાં વર્તતી એવી રુચિ ત્રિલય કરવા યોગ્ય છે. (૨૭)

૪. અત્યંત ત્યાગ પ્રગટ્યા વિના અત્યંત જ્ઞાન ન હોય એમ શ્રીતીર્થંકરે સ્વીકાર્યું છે. આત્મપરિણામથી જેટલો અન્ય પદાર્થનો તાદાત્મ્ય–અધ્યાસ નિવર્તવો તેને શ્રીજિન 'ત્યાગ' કહે છે. તે તાદાત્મ્ય–અધ્યાસની નિવૃત્તિરૂપ ત્યાગ થવા અર્થે આ બાહ્ય પ્રસંગના ત્યાગનો અર્થ અંતરત્યાગ કહ્યો નથી એમ છે. તો પણ, આ જીવે અંતરત્યાગને અર્થે બાહ્ય પ્રસંગની નિવૃત્તિને કંઈ પણ ઉપકારી માનવી યોગ્ય છે. (૨૮)

૫. શુભેચ્છા, વિચાર, જ્ઞાન એ આદિ સર્વ ભૂમિકાને વિષે સર્વસંગપરિત્યાગ બળવાન ઉપકારી છે એમ જાણીને જ્ઞાની પુરુષોએ 'અણગારત્વ' નિરૂપણ કર્યું છે. યદ્યપિ પરમાર્થથી સર્વસંગપરિત્યાગ યથાર્થ બોધ થયે પ્રાપ્ત થવા

યોગ્ય છે, એમ જાણતાં છતાં પણ સત્સંગમાં નિત્ય નિવાસ થાય તો તેવો સમય પ્રાપ્ત થવા યોગ્ય છે એમ જાણી, સામાન્ય રીતે બાહ્ય સર્વસંગપરિત્યાગ જ્ઞાની પુરુષોએ ઉપદેશ્યો છે. કે જે નિવૃત્તિને યોગે શુભેચ્છાવાન એવો જીવ સદ્ગુરુ, સત્પુરુષ, અને સત્શાસ્ત્રની યથાયોગ્ય ઉપાસના કરી યથાર્થ બોધ પામે. (૨૯)

૬. સર્વ દુઃખનું મૂળ સંયોગ (સંબંધ) છે. સમસ્ત જ્ઞાની પુરુષોએ એમ દીઠું છે. જે સંયોગ બે પ્રકારે મુખ્યપણે કહ્યો છે. અંતરસંબંધીય અને બાહ્યસંબંધીય. અંતર સંયોગનો વિચાર થવાને આત્માને બાહ્ય સંયોગનો અપરિચય કર્તવ્ય છે. જે અપરિચયની સપરમાર્થ ઇચ્છા જ્ઞાની પુરુષોએ પણ કરી છે (૨૯)

૭. ગૃહસ્થાદિ વ્યવહાર વર્તે ત્યા સુધી આત્મજ્ઞાન ન થાય કે આત્મજ્ઞાન હોય તેને ગૃહસ્થાદિ વ્યવહાર ન હોય એવો નિયમ નથી. તેમ છતાં પણ જ્ઞાનીને પણ ત્યાગ-વ્યવહારની ભલામણ પરમપુરુષોએ ઉપદેશી છે. કેમકે, ત્યાગ આત્મૈશ્વર્યને સ્પષ્ટ વ્યક્ત કરે છે. . . . સ્વસ્વરૂપને વિષે સ્થિતિ તેને 'પરમાર્થસંયમ' કહ્યો છે. તે સંયમને કારણભૂત એવાં અન્ય નિમિત્તોના ગ્રહણને 'વ્યવહારસંયમ' કહ્યો છે. કોઈ જ્ઞાની પુરુષોએ તે સંયમનો પણ નિષેધ કર્યો નથી. પરમાર્થની ઉપેક્ષાએ — લક્ષ વગર — જે વ્યવહારસંયમમાં જ પરમાર્થસંયમની માન્યતા રાખે છે, તેના વ્યવહારસંયમનો તેનો અભિનિવેશ ટાળવા નિષેધ કર્યો છે. પણ વ્યવહાર-સંયમમાં કંઈ પણ પરમાર્થની નિમિત્તતા નથી એમ જ્ઞાની પુરુષોએ કહ્યું નથી. (૨૯)

## ૨૧

## મનુષ્યનું સત્ય સ્વરૂપ

૧ માણસ પરમેશ્વર છે એમ જ્ઞાનીઓ કહે છે. (૧૬ પહેલાં)

૨. અંતરંગ મોહગ્રંથી જેની ગઈ તે પરમાત્મા છે. (૧૬ પહેલા)

૩. અમે તમે કર્મબંધમા વસી રહેલા 'જીવ' છીએ તે જીવનુ 'સહજસ્વરૂપ' એટલે કર્મરહિતપણે જે સ્વરૂપ છે, તે ઇશ્વરપણુ છે. જ્ઞાનાદિ ઐશ્વર્ય જેને વિષે છે, તે ઇશ્વર કહેવા યોગ્ય છે. અને તે ઇશ્વરતા આત્માનું સહજ-સ્વરૂપ છે. (૨૭)

૪. કર્મ એ જડ વસ્તુ છે. જે જે આત્માને એ જડથી જેટલો જેટલો આત્મબુદ્ધિએ સમાગમ છે, તેટલી તેટલી જડતાની એટલે અબોધતાની એ આત્માની પ્રાપ્તિ હોય એમ અનુભવ થાય છે. આશ્ચર્યતા છે કે પોતે જડ છતાં [કર્મ] ચેતનને અચેતન મનાવી રહ્યા છે! ચેતન ચેતનભાવ ભૂલી જઈ,

તેને સ્વસ્વરૂપ જ માને છે. જે પુરુષો તે કર્મસંયોગ અને તેના ઉદયે ઉત્પન્ન થયેલા પર્યાયોને સ્વસ્વરૂપ નથી માનતા, અને પૂર્વસંયોગો સત્તામાં છે તેને અબંધ પરિણામે ભોગવી રહ્યા છે, તે આત્માઓ સ્વભાવની ઉત્તરોત્તર ઊર્ધ્વ શ્રેણી પામી શુદ્ધ ચેતનભાવને પામશે. (૨૨)

૫. સર્વ જીવો આત્માપણે સમસ્વભાવી છે. બીજા પદાર્થમાં જીવ જો નિજબુદ્ધિ કરે, તો પરિભ્રમણ દશા પામે છે; અને નિજને વિષે નિજબુદ્ધિ થાય તો પરિભ્રમણ દશા ટળે છે. જેના ચિત્તમા એવો માર્ગ વિચાર્યો અવશ્યનો છે, તેણે તે જ્ઞાન જેના આત્મામાં પ્રકાશ પામ્યું છે, તેની દાસાનુદાસપણે અનન્યભક્તિ કરવી એ પરમ શ્રેય છે. (૨૭)

૬. કેવળ નિજ સ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન,
કહીએ કેવળજ્ઞાન તે, દેહ છતા નિર્વાણ
કોટી વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતા શમાય,
તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતા દૂર થાય.
છૂટે દેહાધ્યાસ તો નહીં કર્તા તું કર્મ,
નહી ભોક્તા તું દેહનો એ જ ધર્મનો મર્મ.
એ જ ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષસ્વરૂપ,
અનંત દર્શન જ્ઞાન તું અવ્યાબાધ સ્વરૂપ.
શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ
બીજું કહીએ કેટલું, કર વિચાર તો પામ.

શ્રીઆત્મસિદ્ધિશાસ્ત્ર (૨૯)

•

## ૨૨

## આત્મા

૧. (૧) આત્મા છે. જેમ ઘટપટાદિ પદાર્થો છે તેમ આત્મા પણ છે. અમુક ગુણ હોવાને લીધે જેમ ઘટપટ આદિ હોવાનું પ્રમાણ છે, તેમ સ્વપર પ્રકાશક એવી ચૈતન્ય સત્તાનો પ્રત્યક્ષ ગુણ જેને વિષે છે એવો આત્મા હોવાનું પ્રમાણ છે.

(૨) આત્મા નિત્ય છે. ઘટપટ આદિ પદાર્થો અમુક કાળવર્તી છે. આત્મા ત્રિકાળવર્તી છે. ઘટપટાદિ સંયોગે કરી પદાર્થ છે. આત્મા સ્વભાવે કરીને પદાર્થ છે. કેમકે તેની ઉત્પત્તિ માટે કોઈ પણ સંયોગો અનુભવ યોગ્ય થતા નથી. કોઈ પણ સંયોગી દ્રવ્યથી ચેતનસત્તા પ્રગટ થવા યોગ્ય નથી, માટે અનુત્પન્ન છે. અસંયોગી હોવાથી અવિનાશી છે. કેમકે, જેની કોઈ સંયોગથી ઉત્પત્તિ ન હોય, તેનો કોઈને વિષે લય પણ હોય નહિ.

(૩) આત્મા કર્તા છે. સર્વ પદાર્થ અર્થક્રિયાસંપન્ન છે. કંઈ ને કંઈ પરિણામક્રિયા સહિત જ સર્વ પદાર્થ જોવામાં આવે છે. આત્મા પણ ક્રિયાસંપન્ન છે. ક્રિયાસંપન્ન છે માટે કર્તા છે. તે કર્તાપણું ત્રિવિધ શ્રીજિને વિવેચ્યું છે. પરમાર્થથી સ્વભાવપરિણતિએ નિજસ્વરૂપનો કર્તા છે. અનુપચરિત (અનુભવમાં આવવા યોગ્ય વિશેષ સંબંધ સહિત) વ્યવહારથી તે આત્મા કર્મનો કર્તા છે. ઉપચારથી ઘર, નગર આદિનો કર્તા છે.

(૪) આત્મા ભોક્તા છે. જે જે કંઈ ક્રિયા છે, તે તે સર્વ સફળ છે, નિરર્થક નથી. જે કંઈ પણ કરવામાં આવે છે, તેનું ફળ ભોગવવામાં આવે એવો પ્રત્યક્ષ અનુભવ છે. તેમ કષાયાદિ કે અકષાયાદિ જે કંઈ પણ પરિણામે આત્મા પ્રવર્તે, તેનું ફળ પણ થવા યોગ્ય જ છે અને તે થાય છે. તે આત્મા કર્તા હોવાથી ભોક્તા છે

(૫) મોક્ષપદ છે. જે અનુપચરિત વ્યવહારથી જીવને કર્મનું કર્તાપણું નિરૂપણ કર્યું, કર્તાપણું હોવાથી ભોક્તાપણું નિરૂપણ કર્યું, તે કર્મનું ટળવાપણું પણ છે કેમકે, પ્રત્યક્ષ કષાયાદિનું તીવ્રપણું હોય, પણ તેના અભ્યાસથી–અપરિચયથી તેનું મંદપણું દેખાય છે, તે ક્ષીણ થવા યોગ્ય દેખાય છે. તે તે બંધભાવ ક્ષીણ થઈ શકવા યોગ્ય હોવાથી, તેથી રહિત એવો જે શુદ્ધ આત્મસ્વભાવ તેરૂપ મોક્ષપદ છે

(૬) તે મોક્ષનો ઉપાય છે જો કદી કર્મબંધ માત્ર થયા કરે એમ જ હોય, તો તેની નિવૃત્તિ કોઈ કાળે સંભવે નહીં. પણ કર્મબંધથી વિપરીત સ્વભાવવાળાં એવાં જ્ઞાનદર્શન, સમાધિ, વૈરાગ્ય, ભક્ત્યાદિ સાધન પ્રત્યક્ષ છે, જે

આધીનના બંધ કર્મબંધ શિથિલ થાય છે, ક્ષીણ થાય છે માટે તે જ્ઞાનદર્શનસંયમાદિ મોક્ષપદના ઉપાય છે

આ છ પદ અત્યંત સંદેહરહિત છે એમ પરમ પુરુષે નિરૂપણ કર્યું છે જે છ પદથી સિદ્ધ એવું આત્મસ્વરૂપ, તે જેનાં વચનને અંગીકાર કર્યે સહજમાં પ્રગટે છે, જે આત્મસ્વરૂપ પ્રગટવાથી સર્વ કાળ જીવ સંપૂર્ણ આનંદને પ્રાપ્ત થઈ નિર્ભય થાય છે, તે વચનના કહેનાર એવા સત્પુરુષના ગુણની વ્યાખ્યા કરવાને અશક્તિ છે. (૨૮)

૨ જીવ પોતાના સ્વરૂપના અજ્ઞાનથી કર્મનો કર્તા છે તે અજ્ઞાન તે ચેતનરૂપ છે અર્થાત્ જીવની પોતાની કલ્પના છે અને તે કલ્પનાને અનુસરીને તેના વીર્યસ્વભાવની સ્ફુર્તિ થાય છે અથવા તેનું સામર્થ્ય તદનુયાયીપણે પરિણમે છે

જો ચેતનની પ્રેરણા ન હોય તો કર્મ કોણ ગ્રહણ કરે? પ્રેરણાપણે ગ્રહણ કરાવવારૂપ સ્વભાવ જડનો છે જ નહિ જેથી ચેતન એટલે જીવ કર્મ ગ્રહણ કરે છે એમ સિદ્ધ થાય છે અને તે માટે કર્મનો કર્તા કહીએ છીએ નહિ ચીંતવેના અથવા આત્માથી નહી પ્રવર્તેલા એવા કર્મોનું ગ્રહણ તેને થવા યોગ્ય નથી કેમકે, પ્રકૃત્યાદિ જડ છે તેને આત્મા ગ્રહણ ન કરે તો તે શી રીતે વળગવા યોગ્ય થાય?

પ્રકૃતિ નહીં તો અંતઃકરણાદિ કર્મ ગ્રહણ કરે તેથી આત્મામાં કર્તાપણું વળગે છે એમ કહીએ, તો તે પણ એકાંતે સિદ્ધ નથી અંતઃકરણાદિ પણ ચેતનની પ્રેરણા વિના અંતઃકરણાદિરૂપે પ્રથમ ઠરે જ ક્યાંથી? ચેતન જે કર્મવળગણાનું મનન કરવા અવલંબન લે છે, તે અંતઃકરણ

છે. જો ચેતન મનન કરે નહિ, તો કંઈ તે વગણામાં મનન કરવાનો ધર્મ નથી. તે તો માત્ર જડ છે. જો કોઈ પણ પ્રકારે આત્માનું કર્મનું કર્તૃત્વપણું ન હોય, તો કોઈ પણ પ્રકારે તેનું ભોક્તૃત્વપણું પણ ન જ ઠરે. અને જ્યારે એમ જ હોય તો પછી વેદાંતાદિ શાસ્ત્રો સર્વ દુઃખથી ક્ષય થવાનો જે માર્ગ ઉપદેશે છે, તે શા માટે ઉપદેશે છે?

'જો કર્મનું કર્તાપણું આત્માને માનીએ તો તો આત્માનો તે ધર્મ ઠરે; અને જે જેનો ધર્મ હોય તે કયારે પણ ઉચ્છેદ થવા યોગ્ય નથી' એમ કાંઈ સિદ્ધાંત સમજવો યોગ્ય નથી. કેમકે, જે જે કોઈ પણ વસ્તુ ગ્રહણ કરી હોય, તે છોડી શકાય એટલે ત્યાગી શકાય. તેથી, હવે ગ્રહણ કરેલાં એવાં જે દ્રવ્યકર્મ તેનો જીવ ત્યાગ કરે તો થઈ શકવા યોગ્ય છે. કેમકે, તે તેને સહકારી સ્વભાવે છે. સહજ સ્વભાવે નથી. તે કર્મનું કર્તાપણું અજ્ઞાનથી પ્રતિપાદન કર્યું છે. તેથી તે નિવૃત્ત થવા યોગ્ય છે. અજ્ઞાને કરીને પણ જો આત્માને કર્તાપણુ ન હોય, તો તો કશું ઉપદેશાદિ શ્રવણ, વિચાર, જ્ઞાન આદિ સમજવાનો હેતુ રહેતો નથી. (૨૯)

## ૨૩

# મોક્ષ

૧. મોક્ષ શું છે? જે ક્રોધાદિ અજ્ઞાનભાવમાં — દેહાદિમાં — આત્માને પ્રતિબંધ છે, તેથી સર્વથા નિવૃત્તિ થવી. અજ્ઞાનભાવનાં અનેક પરિણામરૂપ બંધનો પ્રસંગ જેમ જેમ છૂટે છે, તેમ તેમ મોક્ષનો અનુભવ થાય છે; અને તેનું ઘણું જ અલ્પપણું જ્યારે થાય છે, ત્યારે સહજે આત્મામાં નિજભાવ પ્રકાશી નીકળીને અજ્ઞાનભાવરૂપ બંધથી છૂટી શકવાનો પ્રસંગ છે એવો સ્પષ્ટ અનુભવ થાય છે. તેમજ કેવળ આત્મભાવ અજ્ઞાનાદિભાવથી નિવૃત્તિ થઈ આ જ દેહને વિષે સ્થિતિમાન છતાં પણ આત્માને પ્રગટે છે. અર્થાત્ મોક્ષપદ આ દેહમાં પણ અનુભવવા યોગ્ય છે. (૨૭)

૨. જેમ છે તેમ આત્મસ્વરૂપ જાણવું તેનું નામ 'સમજવું' છે. તેથી ઉપયોગ* અન્ય વિકલ્પરહિત થયો તેનું નામ 'શમાવું' છે. જે જે સમજ્યા, તેણે તેણે મારું

---

* જુઓ પાન ૫૯ ઉપરની નોંધ.

તારું એ આદિ અર્હંત મમત્ત નામાની દીધું કેમકે, કોઈ પણ નિજસ્વભાવ તેવો દીઠો નહીં અને નિજસ્વભાવ તો અચિંત્ય અવ્યાબાધસ્વરૂપ — કેવળ ન્યારો — જોયો. એટલે તેમાં જ સમાવેશ પામી ગયા આત્મા સિવાય અન્યમાં સ્વમાન્યતા હતી તે ટાળી પરમાર્થે મૌન થયા. (૩૨–૩૪)

૩ સર્વ અન્ય ભાવથી આત્મા રહિત છે,—કેવળ એમ જેને અનુભવ વર્તે છે, તે મુક્ત છે બીજાં સર્વ દ્રવ્યથી અસંગપણું, ક્ષેત્રથી અસંગપણું, કાળથી અસંગપણું, અને ભાવથી અસંગપણું સર્વથા જેને વર્તે છે, તે મુક્ત છે. અટળ અનુભવસ્વરૂપ આત્મા સર્વ દ્રવ્યથી પ્રત્યક્ષ ભાસવો ત્યાંથી મુક્તદશા વર્તે છે તે પુરુષ મૌન થાય છે, તે પુરુષ અપ્રતિબદ્ધ થાય છે, તે પુરુષ અસંગ થાય છે, તે પુરુષ નિર્વિકલ્પ થાય છે, અને તે પુરુષ મુક્ત થાય છે (૩૩)

૪ દેહ અને આત્માનો ભેદ પાડવો તે ભેદજ્ઞાન તે જ્ઞાનીનો તેજાબ છે તે વિજ્ઞાન થવા માટે મહાત્માઓએ સકળ શાસ્ત્રો રચ્યાં છે જેમ તેજાબથી સોનું અને કથિર જુદા પડે છે, તેમ જ્ઞાનીના ભેદવિજ્ઞાનરૂપ તેજાબથી સ્વાભાવિક આત્મદ્રવ્ય . . પ્રયોગી દ્રવ્યથી જુદું પડી સ્વધર્મમાં આવે છે (૩૩)

૫ આ જીવ સમજે તો સહજ મોક્ષ છે નહીં તો અનંત ઉપાયે પણ નથી અને તે સમજવું પણ કંઈ વિકટ નથી કેમકે જીવનું સહજ જે સ્વરૂપ છે, તે જ માત્ર સમજવું છે અને તે કોઈ બીજાના સ્વરૂપની વાત નથી કે વખતે ગોપવે કે ન જણાવે તેથી સમજવી ન બને પોતાથી પોતે ગુપ્ત રહેવાનું શી રીતે બનવા યોગ્ય છે? પણ

સ્વપ્નદશામાં જેમ ન બનવા યોગ્ય એવું પોતાનું મૃત્યુ પણ જીવ જુએ છે, તેમ અજ્ઞાનદશારૂપ સ્વપ્નરૂપ યોગે આ જીવ પોતાને પોતાનાં નહીં એવાં બીજાં દ્રવ્યને વિષે સ્વપણે માને છે. અને એ જ માન્યતા તે સંસાર છે. તે જ અજ્ઞાન છે. તે જ જન્મ છે, મરણ છે, અને તે જ દેહના વિકાર છે. તે જ પુત્ર, તે જ પિતા, તે જ શત્રુ, તે જ મિત્રાદિ ભાવકલ્પનાના હેતુ છે. અને તેની નિવૃત્તિ થઈ ત્યાં સહજ મોક્ષ છે. (૨)

૬. જે પ્રમાણે જ્ઞાનનું પ્રકાશવું છે, તે પ્રમાણે રાગાદિ વ્યાવહારિક પદાર્થને વિષેથી નિઃસ્પૃહપણું વર્તે છે, આત્મસુખે કરી પરિતૃપ્તપણું વર્તે છે. અન્ય સુખની જે ઇચ્છા નહિ થવી તે પૂર્ણજ્ઞાનનુ લક્ષણ છે. (૨૫)

૭. અનાદિ કાળના અજ્ઞાનને લીધે જેટલો કાળ ગયો, તેટલો કાળ મોક્ષ થવા માટે જોઈએ નહિ; કારણકે, પુરુષાર્થનું બળ કર્મો કરતા વધુ છે. કેટલાક જીવો બે ઘડીમાં કલ્યાણ કરી ગયા છે. સમ્યગ્દૃષ્ટિ જીવ ગમે ત્યાંથી આત્માને ઊંચો લાવે. (૨૯)

## ૨૬

## મુક્ત

૧. કેવળજ્ઞાની શરીરને લઈને નથી કે બીજાના શરીર કરતા તેમનુ શરીર તફાવતવાળું જોવામાં આવે વળી તે કેવળજ્ઞાન શરીરથી કરી નિપજાવેલ છે એમ નથી, તે તો આત્મા વડે કરી પ્રગટ કરવામા આવ્યુ છે, તેને લીધે શરીરથી તફાવત જાણવાનુ કારણુ નથી (૩૨)

૨. તે પવિત્ર દર્શન થયા પછી ગમે તે વર્તન હો, પરંતુ તેને તીવ્રબંધન નથી, અનંત સંસાર નથી, આભ્યંતર દુ:ખ નથી, શંકાનું નિમિત્ત નથી, અનંગ મોહ નથી મતમત નિરુપમ, સર્વોત્તમ, શુકન, શીતળ, અમૃતમય દર્શનજ્ઞાન, સમ્યક્ જ્યોતિમય ચિરકાળ આનંદની પ્રાપ્તિ [અને] અદ્ભુત સતસ્વરૂપદર્શિતાની બલિહારી છે (૧૮-૧૯)

૩. જ્ઞાનીને સર્વત્ર મોક્ષ છે આ વાત જોકે યથાર્થ છે તોપણુ, જ્યાં માયાપૂર્વક પરમાત્માનું દર્શન છે, એવું

જગત વિચારી, (જોઈને) પગ મૂકવા જેવું તેને પણ કંઈ લાગે છે (૨૨-૨૪)

૪. જે જીવને સમ્યક્ત્વ ઉત્પન્ન થાય, તેને સર્વ પ્રકારની સંસારી ક્રિયા તે જ સમયે ન હોય એવો કંઈ નિયમ નથી. સમ્યક્ત્વ ઉત્પન્ન થયા પછી સંસારી ક્રિયા રસરહિતપણે થવી સંભવે છે. ઘણું કરી એવી કોઈ પણ ક્રિયા તે જીવથી હોતી નથી કે જેથી પરમાર્થ વિષે ભ્રાંતિ થાય. અને જ્યાં સુધી પરમાર્થને વિષે ભ્રાંતિ થાય નહિ, ત્યાં સુધી બીજી ક્રિયાથી સમ્યક્ત્વને બાધ થાય નહિ. પરમાર્થ માર્ગનું લક્ષણ એ છે કે, અપરમાર્થને ભજતાં જીવ બધે પ્રકારે કાયર થયા કરે. સમ્યક્દૃષ્ટિ જીવ સંસારને ભજતો દેખાય છે તે પૂર્વે નિબંધન કરેલાં એવાં પ્રારબ્ધ કર્મથી દેખાય છે વાસ્તવ્યપણે ભાવથી તે સંસારમાં તેનો પ્રતિબંધ ઘટે નહિ. સંસારી પદાર્થોને વિષે જીવને તીવ્ર સ્નેહ વિના એવા ક્રોધ, માન, માયા અને લોભ હોય નહિ કે જે કારણે તેને અનંત સંસારનો અનુબંધ થાય અને જ્યાં સુધી તીવ્ર સ્નેહ તે પદાર્થોમાં હોય, ત્યાં સુધી અવશ્ય પરમાર્થમાર્ગવાળો તે જીવ ન હોય (૨૬)

૫. મહાત્માનો દેહ બે કારણને લઈને વિદ્યમાનપણે વર્તે છે· પ્રારબ્ધ કર્મ ભોગવવાને અર્થે, જીવોના કલ્યાણને અર્થે. તથાપિ એ બંનેમા તે ઉદાસપણે ઉદય આવેલી વર્તનાએ વર્તે છે. (૨૫)

૬. આટલી વાતનો નિશ્ચય રાખવો યોગ્ય છે કે, જ્ઞાની પુરુષને પણ પ્રારબ્ધ કર્મ ભોગવ્યા વિના નિવૃત્ત થતાં નથી.

નથી. જ્ઞાનીની પ્રવૃત્તિ પૂર્વોપાર્જિત કારણથી માત્ર છે. અને બીજા [સંસારીઓ]ની પ્રવૃત્તિમાં ભવિષ્ય સંસારનો હેતુ છે. માટે જ્ઞાનીનુ પ્રારબ્ધ જુદું પડે છે. (૨૬)

૭. જ્ઞાનીને પ્રમાદબુદ્ધિ સંભવતી નથી એમ જોકે સામાન્યપણે શ્રીજિનાદિ માહાત્માઓએ કહ્યું છે તોપણુ, તે પદ ચોથે ગુણઠાણેથી સંભવિત ગણ્યું નથી. આગળ જતાં સંભવિત ગણ્યું છે. જેથી વિચારવાન જીવને તો અવશ્ય કર્તવ્ય છે કે, જેમ બને તેમ પરભાવના પરિચિત કાર્યથી દૂર રહેવું, નિવૃત્ત થવું. જ્ઞાનનું બળવાન તારતમ્યપણું થયે તો જીવને પરપરિચયમાં કદાપિ સ્વાત્મબુદ્ધિ થવી સંભવતી નથી; પણ તેથી જેની ઓછી દશા છે એવા જીવને તો અવશ્ય પરપરિચયને છોડીને સત્સંગ કર્તવ્ય છે. કે જેથી સહેજે અવ્યાબાધ સ્થિતિનો અનુભવ થાય છે. (૨૭)

૮. પ્રારબ્ધ છે એમ માનીને જ્ઞાની ઉપાધિ કરે છે એમ જણાતુ નથી. પણ પરિણતિથી છૂટયા છતાં, ત્યાગવા જતાં બાહ્ય કારણો રોકે છે માટે જ્ઞાની ઉપાધિ સહિત દેખાય છે. (૨૯)

૯. જ્ઞાની નિર્ધન હોય અથવા ધનવાન હોય એવો કંઈ નિયમ નથી. પૂર્વનિષ્પન્ન શુભ અશુભ કર્મ પ્રમાણે [તેને] ઉદય વર્તે છે. (૨૯)

૧૦. જ્ઞાની પુરુષો ત્રિકાળની વાત જાણતાં છતાં પ્રગટ કરતા નથી તે સંબંધમાં એમ જણાય છે કે, ઈશ્વરી ઇચ્છા જ એવી છે કે અમુક પારમાર્થિક વાત સિવાય જ્ઞાની બીજી ત્રિકાળિક વાત પ્રસિદ્ધ ન કરે. અને જ્ઞાનીની પણ અંતર ઇચ્છા તેવી જ જણાય છે. જેની કોઈ પણ પ્રકારની.

આકાંક્ષા નથી, એના જ્ઞાની પુરુષને કંઈ કર્તવ્યરૂપ નહિ હોવાથી જે કંઈ ઉદયમાં આવે તેટલું જ કરે છે. (૨૨-૨૪)

૧૧. ચમત્કાર બતાવી યોગને સિદ્ધ કરવો એ યોગીનું લક્ષણ નથી. સર્વોત્તમ યોગી તો એ છે કે, જે સર્વ પ્રકારની સ્પૃહાથી રહિતપણે સત્યમાં કેવળ અનન્ય નિષ્ઠાએ સર્વ પ્રકારે 'સત્' જ આચરે છે — જગત જેને વિસ્મૃત થયું છે. (૨૨-૨૪)

૧૨. ગમે તેટલી વિપત્તિઓ પડે, તથાપિ જ્ઞાની દ્વારા સાંસારિક ફળની ઇચ્છા કરવી યોગ્ય નથી. ઉદય આવેલો અંતરાય સમપરિણામે વેદવા યોગ્ય છે. જ્ઞાની પાસે સાંસારિક વૈભવ હોય તો પણ મુમુક્ષુએ કોઈ પણ પ્રકારે તે ઇચ્છવા યોગ્ય નથી. ઘણું કરીને જ્ઞાની પાસે તેવો વૈભવ હોય છે તો તે મુમુક્ષુની વિપત્તિ ટાળવા માટે ઉપયોગી થાય છે. પારમાર્થિક વૈભવથી જ્ઞાની મુમુક્ષુને સાંસારિક ફળ આપવાનું ઇચ્છે નહિ. કારણ કે અકર્તવ્ય તે જ્ઞાની કરે નહિ (૨૨-૨૪)

## ૨૫

# બ્રાહ્મી વેદના

૧. જેને લાગી છે, તેને જ લાગી છે, અને તેણે જ જાણી છે. તે જ 'પિયુ પિયુ' પોકારે છે. એ બ્રાહ્મી વેદના કહી કેમ જાય કે જ્યાં વાણીનો પ્રવેશ નથી? વધારે શું કહેવું? લાગી છે તેને જ લાગી છે. તેના જ ચરણસંગથી લાગે છે. અને લાગે છે ત્યારે જ છૂટકો હોય છે. એ વિના બીજો સુગમ મોક્ષમાર્ગ નથી. (૨૨–૨૪)

૨. રોમરોમ ખુમારી ચડશે, અમરવરમય જ આત્મદૃષ્ટિ થઈ જશે, એક 'તુંહિ' મનન. કરવાનો પણ અવકાશ નહિ રહે, ત્યારે અમરવરના આનંદનો અનુભવ થશે. અત્ર એ જ દશા છે. રામ હદે વસ્યા છે, અનાદિનાં ખસ્યાં છે, સુરતી ઇત્યાદિક હસ્યા છે. આ પણ એક વાક્યની વેઠ કરી છે. (૨૨–૨૪)

૩. કેટલોક નિવૃત્તિનો વખત મળ્યા કરે છે. પરબ્રહ્મ વિચાર તો એમને એમ રહ્યા જ કરે છે. ક્યારેક તો તે માટે

આનંદકિરણ બાહુ સ્ફુરી નીકળે છે, અને કંઈની કંઈ (અભેદ) વાત સમજાય છે, પણ કોઈને કહી શકાતી નથી. અમારી એ વેદના અથાગ છે. વેદનાને વખતે શાતા પૂછનાર જોઈએ એવો વ્યવહારમાર્ગ છે. પણ અમને આ પરમાર્થમાર્ગમાં શાતા પૂછનાર મળતો નથી! (૨૨–૨૪)

૪. ચિત્તની દશા ચૈતન્યમય રહ્યા કરે છે. જેથી વ્યવહારનાં બધાં કાર્ય ઘણું કરીને અવ્યવસ્થાથી કરીએ છીએ. હરીચ્છા સુખદાયક માનીએ છીએ, એટલે જે ઉપાધિજોગ વર્તે છે તેને પણ સમાધિજોગ માનીએ છીએ. ચિતની અવ્યવસ્થાને લીધે મુહૂર્તમાત્રમાં કરી શકાય એવું કાર્ય વિચારતાં પણ પખવાડિયું વ્યતીત કરી નંખાય છે. અને વખતે તે કાર્ય કર્યા વિના જ જવા દેવાનું થાય છે. બધા પ્રસંગોમાં તેમ થાય તો પણ હાનિ માની નથી. ચિત્તની દશા નિરંકુશ થઈ રહી છે. અને તે નિરંકુશતા પ્રાપ્ત થવામાં હરિનો પરમ અનુગ્રહ કારણ છે એમ માનીએ છીએ; જે નિરંકુશતાને પૂર્ણતા આપ્યા સિવાય ચિત્ત યથોચિત સમાધિયુક્ત નહિ થાય એમ લાગે છે. અત્યારે તો બધુંય ગમે છે અને બધુંય ગમતું નથી, એવી સ્થિતિ છે. જ્યારે બધુંય ગમશે ત્યારે નિરંકુશતાની પૂર્ણતા થશે. એ 'પૂર્ણકામના' પણ કહેવાય છે; જ્યાં હરિ જ સર્વત્ર સ્પષ્ટ ભાસે છે. (૨૨–૨૪)

૫. અમારી ચિત્તની અવ્યવસ્થા થઈ જવાને લીધે કોઈ કામમાં જેવો જોઈએ તેવો ઉપયોગ રહેતો નથી, સ્મૃતિ રહેતી નથી. તે માટે શું કરવું? શું કરવું એટલે કે વ્યવહારમાં એવા છતાં એવી સર્વોત્તમ દશા બીજા કોઈને

દુઃખરૂપ ન થવી જોઈએ. અને અમારા આચાર એવા છે કે વખતે તેમ થઈ જાય. બીજા કોઈને પણ આનંદરૂપ લાગવા વિષે હરિને ચિંતા રહે છે માટે તે રાખશે; અમારું કામ તો તે દશાની પૂર્ણતા કરવાનું છે એમ માનીએ છીએ. તેમ બીજા કોઈને સંતાપરૂપ થવાના તો સ્વપ્ને પણ વિચાર નથી. બધાના દાસ છીએ, ત્યાં પછી દુઃખરૂપ કોણ માનશે? તથાપિ વ્યવહારપ્રસંગમાં હરિની માયા અમને નહિ તો સામાને પણ એકને બદલે બીજું આરોપાવી દે તો નિરુપાયતા છે. અમે સર્વ સત્તા હરિને અર્પણ કરીએ છીએ, કરી છે. (૨૨-૨૪)

૬. એક પુરાણપુરુષ અને પુરાણપુરુષની પ્રેમસંપત્તિ વિના અમને કંઈ ગમતું નથી. અમને કોઈ પદાર્થમાં રુચિમાત્ર રહી નથી. કંઈ પ્રાપ્ત કરવાની ઇચ્છા થતી નથી. વ્યવહાર કેમ ચાલે છે એનુ ભાન નથી. જગત શું સ્થિતિમાં છે તેની સ્મૃતિ રહેતી નથી. શત્રુમિત્ર કોઈમાં ભેદભાવ રહ્યો નથી. કોણ શત્રુ છે અને કોણ મિત્ર છે એની ખબર રખાતી નથી. અમે દેહધારી છીએ કે કેમ તે સંભારીએ ત્યારે માંડ જાણીએ. અમારે શું કરવાનું છે તે કોઈથી કળાય તેવું નથી. અમે બધાય પદાર્થથી ઉદાસ થઈ જવાથી ગમે તેમ વર્તીએ છીએ. હૃદય પ્રાયે શૂન્ય જેવુ થઈ ગયું છે. જેમ હરિએ ઇચ્છેલો ક્રમ દોરે તેમ દોરાઈએ છીએ. પાંચે ઇંદ્રિયો શૂન્યપણે પ્રવર્તવારૂપ જ રહે છે. કંઈ વાંચતાં ચિત્ત સ્થિર રહેતું નથી. નય, પ્રમાણ વગેરે શાસ્ત્રભેદ સાંભરતા નથી. ખાવાની, પીવાની, બેસવાની, સૂવાની, ચાલવાની અને

બોલવાની વૃત્તિઓ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે અમને પોતાને સ્વાધીન છે કે કેમ એનુ યથાયોગ્ય ભાન રહ્યુ નથી એક પ્રકારે પૂર્ણ ઘેલછા છે યોગ્ય વર્તીએ છીએ કે અયોગ્ય એનો કંઈ હિસાબ રાખ્યો નથી આદિ પુરુષને વિષે અખંડ પ્રેમ સિવાય બીજા મોક્ષાદિક પદાર્થોમાંની આકાંક્ષાનો ભંગ થઈ ગયો છે આટલું બધુ છતાં મનમાનતી ઉદાસીનતા નથી એમ માનીએ છીએ અખંડ પ્રેમખુમારી જેવી પ્રવહવી જોઈએ તેવી પ્રવહતી નથી એમ માનીએ છીએ એટલી બધી ઉદાસીનતા છતા વેપાર કરીએ છીએ, લઈએ છીએ, દઈએ છીએ, ખેદ પામીએ છીએ, વળી હસીએ છીએ — જેનુ ઠેકાણ નથી એવી અમારી દશા છે (૨૨–૨૪)

૭ જણાવ્યા જેવુ તો [અમારુ] મન છે કે જે સત્સ્વરૂપ ભણી અખંડ સ્થિર થયું છે (નાગ જેમ મોરલી ઉપર) તથાપિ તે દશા વર્ણવવાની સત્તા સર્વાધાર હરિએ વાણીમાં પૂર્ણ મૂકી નથી, અને લેખમાં તો તે વાણીનો અનંતમો ભાગ માંડ આવી શકે એવી તે દશા તે સર્વેનું કારણ એવુ જે પુરુષોત્તમસ્વરૂપ તેને વિષે અમને તમને અનન્ય પ્રેમભક્તિ અખંડ રહો (૨૨–૨૪)

૮ મહાત્મા વ્યાસજીને જેમ થયુ હતું તેમ અમને હમણા વર્તે છે આત્મદર્શન પામ્યા છતા પણ વ્યાસજી આનંદસંપન્ન થયા નહોતા. કારણ કે, હરિરસ અખંડપણે ગાયો નહોતો અમને પણ એમ જ છે અખંડ એવો હરિરસ પરમ પ્રેમે અખંડપણે અનુભવતા હજુ ક્યાથી આવડે? અને જ્યા સુધી તેમ નહિ થાય ત્યા સુધી અમને જગમાની વસ્તુનુ એક અણુ પણ ગમતુ નથી (૨૨–૨૪)

૯. જેવી દૃષ્ટિ આ આત્મા પ્રત્યે છે, તેવી દૃષ્ટિ જગતના આત્માને વિષે છે. જેવો સ્નેહ આ આત્મા પ્રત્યે છે તેવો સ્નેહ સર્વ આત્મા પ્રત્યે વર્તે છે. જેવી આ આત્માની સહજાનંદ સ્થિતિ ઇચ્છીએ છીએ, તેવી જ સર્વ આત્મા પ્રત્યે ઇચ્છીએ છીએ. જે જે આ આત્મા માટે ઇચ્છીએ છીએ, તથા જેવો આ દેહ પ્રત્યે ભાવ રાખીએ છીએ, તે તે સર્વ આત્મા માટે ઇચ્છીએ છીએ તથા તેવો જ સર્વ દેહ પ્રત્યે ભાવ રાખીએ છીએ જે સ્ત્રી આદિનો સ્વપણે સંબંધ ગણાય છે, તે સ્ત્રીઆદિ પ્રત્યે જે કંઈ સ્નેહાદિક છે અથવા સમતા છે તેના જ સર્વ પ્રત્યે વર્ત છે પ્રારબ્ધ પ્રબંધે સ્ત્રીઆદિ પ્રત્યે જે કંઈ ઉદય હોય તેથી વિશેષ વર્તના ઘણું કરીને આત્માથી થતી નથી કદાપિ કરુણાથી કંઈ તેવી વિશેષ વર્તના થતી હોય તો તેવી તે જ ક્ષણે તેવા ઉદયપ્રતિબદ્ધ આત્માઓ પ્રત્યે વર્તે છે કોઈ પ્રત્યે ઓછાપણું અધિકપણું કંઈ પણ આત્માને રુચતુ નથી સહજાનંદ સ્થિતિ છે. (૨૬)

૧૦. સર્વ પ્રકારના કર્તવ્યને વિષે ઉદાસીન એવા અમારાથી કંઈ થઈ શકતું હોય તો એક જ થઈ શકે છે કે, પૂર્વોપાર્જિતનું સમતાપણે વેદન કરવુ અને જે કંઈ કરાય છે તે તેના આધારે કરાય છે (૨૬)

૧૧. અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?
ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો ?
સર્વ સંબંધનુ બંધન તીક્ષ્ણ છેદીને,
વિચરશુ કવ મહત્પુરુષને પંથ જો ? અપૂર્વ૦ ૧

સર્વભાવથી ઔદાસીન્યવૃત્તિ કરી,
  માત્ર દેહ તે સંયમહેતુ હોય જો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહિ,
  દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોય જો   અપૂર્વ૦ ૨

દર્શનમોહ[1] વ્યતીત થઈ ઊપજ્યો બોધ જે,
  દેહ ભિન્ન કેવળ ચૈતન્યનું જ્ઞાન જો,
તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ[2] વિલોકીએ,
  વર્તે એવું શુદ્ધસ્વરૂપનું ધ્યાન જો   અપૂર્વ૦ ૩

આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,[3]
  મુખ્યપણે તો વર્તે દેહ પર્યંત જો,
ઘોર પરિષહ[4] કે ઉપસર્ગ[5]ભયે કરી,
  આવી શકે નહીં તે સ્થિરતાનો અંત જો  અપૂર્વ૦ ૪

સંયમના હેતુથી યોગ[3]પ્રવર્તના,
  સ્વરૂપ લક્ષે જિનઆજ્ઞા આધીન જો,
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં,
  અંતે થાયે નિજસ્વરૂપમાં લીન જો   અપૂર્વ૦ ૫

પંચ વિષયમાં રાગદ્વેષવિરહિતતા,
  પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો,

---

૧ યથાર્થરૂપથી પદાર્થોનો નિશ્ચય કરવાની જે રુચિ તે દર્શન. તેને ઢાંકી દેનારાં કર્મો તે દર્શનમોહનીય કર્મો

૨. આત્મિક શુદ્ધ દશામાં સ્થિર થવાનો પ્રયત્ન કરવો તે ચારિત્ર તેને આવરનારાં કર્મો તે ચારિત્રમોહનીયકર્મો

૩ મન, વચન અને કાયાની પ્રવૃત્તિ તેનું નામ યોગ

૪ પીડા  ૫ વિઘ્ન

દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબંધ વણ,
  વિચરવું ઉદયાધીન[1] પણ વીતલોભ જો  અપૂર્વ૦ ૬

ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધસ્વભાવ ના,
  માન પ્રત્યે તો દીનપણાનું માન જો,
માયા પ્રત્યે માયા સાક્ષીભાવની,
  લોભ પ્રત્યે નહિ લોભ સમાન જો  અપૂર્વ૦ ૭

બહુ ઉપસર્ગકર્તા પ્રત્યે પણ ક્રોધ નહીં,
  વંદે ચક્રી[2] તથાપિ ન મળે માન જો,
દેહ જાય પણ માયા થાય ન રોમમાં,
  લોભ નહીં છો પ્રબળ સિદ્ધિનિદાન જો અપૂર્વ૦ ૮

નગ્નભાવ, મુંડભાવ સહ અસ્નાનતા,
  અદંતધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો,
કેશ રોમ નખ કે અંગે શૃંગાર નહીં,
  દ્રવ્યભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો  અપૂર્વ૦ ૯

શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શિતા
  માન અમાને વર્તે સમભાવ જો
જીવિત કે મરણે નહીં ન્યૂનાધિકતા,
  ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો અપૂર્વ૦ ૧૦

એકાકી વિચરતો વળી સ્મશાનમાં,
  વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ જો,
અડોલ આસન, ને મનમાં નહીં ક્ષોભતા,
  પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો  અપૂર્વ૦ ૧૧

---

૧. પ્રારબ્ધકર્મ  ૨ ચક્રવર્તી રાજા

એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા,
  પૂર્ણ કલંકરહિત અડોલ સ્વરૂપ જો,
શુદ્ધ નિરંજન ચૈતન્ય મૂર્તિ અનન્યમય,
  અગુરુલઘુ અમૂર્ત સહજપદરૂપ જો  અપૂર્વ૦ ૧૮
પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી,
  ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો,
સાદિ અનંત અનંત સમાધિસુખમા,
  અનંત દર્શન, જ્ઞાન અનંત સહિત જો. અપૂર્વ૦ ૧૯
જે પદ શ્રીસર્વજ્ઞે દીઠું જ્ઞાનમા,
  કહી શક્યા નહી પણ તે શ્રીભગવાન જો;
તેહ સ્વરૂપને અન્ય  વાણી તે શુ કહે?
  અનુભવગોચર માત્ર રહ્યુ તે જ્ઞાન જો  અપૂર્વ૦ ૨૦
એહ પરમપદપ્રાપ્તિનુ કર્યું ધ્યાન મેં,
  ગજા વગર ને હાલ મનોરથરૂપ જો,
તોપણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો,
  પ્રભુ આજ્ઞાએ થાશુ તે જ સ્વરૂપ જો  અપૂર્વ૦ ૨૧
[૩૩]

२६

## સદુપદેશ

૧. મહાત્મા થવું હોય તો ઉપકારબુદ્ધિ રાખો; સત્પુરુષના સમાગમમાં રહો; આહારવિહારાદિમાં અલુબ્ધ અને નિયમિત રહો; સત્શાસ્ત્રનું મનન કરો; ઊંચી શ્રેણીમાં લક્ષ રાખો. (૧૬ પહેલાં)

૨. વર્તનમાં બાલક થાઓ; સત્યમાં યુવાન થાઓ; જ્ઞાનમાં વૃદ્ધ થાઓ. (૧૬ પહેલાં)

૩. રાગ કરવો નહિ; કરવો તો સત્પુરુષ પર કરવો. દ્વેષ કરવો નહિ; કરવો તો કુશીલ પર કરવો. (૧૬ પહેલાં)

૪. ક્રિયા એ કર્મ; ઉપયોગ* એ ધર્મ; પરિણામ એ બંધ; ભૂલ એ મિથ્યાત્વ; શોકને સંભારવો નહિ; આ ઉત્તમ વસ્તુ જ્ઞાનીએ મને આપી. (૧૬ પહેલાં)

૫. આ કાળમાં આટલું વધ્યું — ઝાઝા મત, ઝાઝા તત્ત્વજ્ઞાનીઓ, ઝાઝી માયા અને ઝાઝો પરિગ્રહવિશેષ. (૧૬ પહેલાં)

---

* જુઓ પાન ૫૬ ઉપર નોંધ.

૬. સાઠ ઘડીના વખતમાંથી બે ઘડી અવશ્ય બચાવી, 'સામાયિક'[વ્રત] સદ્‌ભાવથી (રોજ અવશ્ય) કરવું. 'જે વડે કરીને મોક્ષના માર્ગનો લાભદાયક ભાવ ઊપજે તે સામાયિક.' આર્ત અને રૌદ્ર એ પ્રકારનાં ધ્યાનનો ત્યાગ કરીને, મન-વચન-કાયાના પાપભાવને રોકીને, વિવેકી શ્રાવક સામાયિક કરે છે. એ વ્રત સાવધાનીપૂર્વક કરવાથી પરમ શાંતિ આપે છે. સાઠ ઘડીનાં અહોરાત્ર વ્યર્થ ચાલ્યાં જાય છે. અસંખ્યાતા દિવસથી ભરેલા અનંતા કાલચક્ર વ્યતીત કરતાં પણ જે સાર્થક ન થયું, તે બે ઘડીની વિશુદ્ધ સામાયિક સાર્થક કરે છે. લક્ષપૂર્વક સામાયિક થવા માટે સામાયિકમાં પ્રવેશ કર્યા પછી કાયોત્સર્ગ કરી [આસન વાળી] ચિત્તની કંઈક સ્વસ્થતા આણવી. પછી સૂત્રપાઠ કે ઉત્તમ ગ્રંથનું મનન કરવું, વૈરાગ્યનાં ઉત્તમ કાવ્યો બોલવાં, પાછળનું અધ્યયન કરેલું સ્મરણ કરી જવું, નૂતન અભ્યાસ થાય તો કરવો,— જેમ બને તેમ વિવેકથી અને ઉત્સાહથી સામાયિકી કાળ વ્યતીત કરવો. કંઈ સાહિત્ય ન હોય તો પંચપરમેષ્ઠિ-મંત્રનો જાપ જ ઉત્સાહપૂર્વક કરવો. પણ વ્યર્થ કાળ કાઢી નાખવો નહિ. ધીરજથી, શાંતિથી અને યત્નાથી સામાયિક કરવું. જેમ બને તેમ સામાયિકમાં શાસ્ત્રપરિચય વધારવો. (૧૭)

૭. પ્રતિક્રમણ એટલે સામું જવું — સ્મરણ કરી જવું, ફરીથી જોઈ જવું. જે દિવસે જે વખતે પ્રતિક્રમણ કરવા બેઠા, તે વખતની અગાઉ તે દિવસે જે જે દોષ થયા છે, તે એક પછી એક જોઈ જવા અને તેનો પશ્ચાત્તાપ કરવો કે દોષનું સ્મરણ કરી જવું. શુદ્ધ ભાવ વડે કરી પશ્ચાત્તાપ

કરવાથી લેશ પાપ થતાં પરલોકભય અને અનુકંપા છૂટે છે; આત્મા કોમળ થાય છે; ત્યાગવા યોગ્ય વસ્તુનો વિવેક આવતો જાય છે. આમ એ નિર્જરા કરવાનું ઉત્તમ સાધન છે. (૧૭)

૮. ક્ષમા એ અંતર શત્રુ જીતવામાં ખડ્ગ છે; પવિત્ર આચારની રક્ષા કરવામાં બખતર છે. શુદ્ધ ભાવે અસહ્ય દુઃખમાં સમપરિણામથી ક્ષમા રાખનાર મનુષ્ય ભવસાગર તરી જાય છે. (૧૭)

૯. સંસારરૂપી ગાડીને રાગ અને દ્વેષ એ બેરૂપી બળદ છે. એ ન હોય તો સંસારનું અટકન છે. જ્યાં રાગ નથી, ત્યાં દ્વેષ નથી. આ માન્ય સિદ્ધાંત છે. રાગ તીવ્ર કર્મબંધનનું કારણ છે. એના ક્ષયથી આત્મસિદ્ધિ છે. (૧૭).

૧૦. શ્રેષ્ઠ વસ્તુની જિજ્ઞાસા કરવી એ જ આત્માની શ્રેષ્ઠતા છે. કદાપિ તે જિજ્ઞાસા પાર ન પડી તો પણ જિજ્ઞાસા તે પણ તે જ અંશવત્ છે. (૧૮-૧૯)

૧૧. જે કૃત્યનું પરિણામ ધર્મ નથી, તે કૃત્ય મૂળથી જ કરવાની ઇચ્છા રહેવા દેવી જોઈતી નથી. (૧૮-૧૯)

૧૨ બાહ્યભાવે જગતમાં વર્તો અને અંતરંગમાં એકાંત શીતળીભૂત નિર્લેપ રહો એ જ માન્યતા અને બોધના છે. (૨૩)

૧૩. નીચેનો અભ્યાસ તો ગખ્યા કરો:

(૧) ગમે તે પ્રકારે પણ ઉદય આવેલા અને ઉદય આવવાના કષાયોને સમાવો.

(૨) સર્વ પ્રકારની અભિલાષા નિવૃત્ત કરતા રહો.

(૩) આટલા કાળ સુધી જે કર્યું તે બધાથી નિવૃત્ત થાઓ; એ કરતાં હવે અટકો.

(૪) તમે પરિપૂર્ણ સુખી છો એમ માનો અને બાકીના પ્રાણીઓ ઉપર અનુકંપા રાખ્યા કરો.

(૫) કોઈ એક સત્ પુરુષ શોધો અને તેનાં ગમે તેવાં વચનમાં શ્રદ્ધા રાખો.

આ પાચે અભ્યાસ અવશ્ય યોગ્યતાને આપે છે. પાંચમામાં વળી ચારે સમાવેશ પામે છે. ગમે તે કાળે પણ એ પાંચમુ પ્રાપ્ત થયા વિના આ પર્યટનનો કિનારો આવવાનો નથી. બાકીના ચાર એ પાંચમુ મેળવવાના સહાયક છે. પાંચમા અભ્યાસ સિવાયનો — તેની પ્રાપ્તિ સિવાયનો — બીજો કોઈ નિર્વાણમાર્ગ મને સૂઝતો નથી, અને બધાય મહાત્માઓને પણ એમ જ સૂઝયું હશે — સૂઝયું છે. (૨૩)

૧૪. ગમ પડ્યા વિના આગમ અનર્થકારક થઈ પડે છે. સત્સંગ વિના ધ્યાન તે તરંગરૂપ થઈ પડે છે. સંત વિના અંતની વાતમાં અંત પમાતો નથી. લોકસંજ્ઞાથી લોકાગ્રે જવાતું નથી. લોકત્યાગ વિના વૈરાગ્ય યથાયોગ્ય પામવો દુર્લભ છે. (૨૩)

૧૫. નીચેનાં વાક્યો પ્રત્યેક મુમુક્ષુઓને મેં અસંખ્ય સત્પુરુષોની સંમતિથી મંગળરૂપ, મોક્ષના સર્વોત્તમ કારણરૂપ માન્યાં છે:

(૧) માયિક સુખની સર્વ પ્રકારની વાંછા ગમે ત્યારે પણ છોડયા વિના છૂટકો થવો નથી, તો જ્યારથી એ વાક્ય

શ્રવણ કર્યું ત્યારથી જ તે ક્રમનો અભ્યાસ કરવો યોગ્ય જ છે એમ સમજવું

(૨) કોઈ પણ પ્રકારે સદ્દગુરુનો શોધ કરવો, શોધ કરીને તેના પ્રત્યે તન, મન, વચન અને આત્માથી અર્પણબુદ્ધિ કરવી, તેની જ આજ્ઞાનું સર્વ પ્રકારે નિઃશંકતાથી આરાધન કરવું અને તો જ સર્વ માયિક વાસનાનો અભાવ થશે એમ સમજવું

(૩) અનાદિકાળના પરિભ્રમણમાં અનંત વાર શાસ્ત્રશ્રવણ, અનંત વાર વિદ્યાભ્યાસ, અનંત વાર જિનદીક્ષા, અનંત વાર આચાર્યપણું પ્રાપ્ત થયું છે, માત્ર 'સત્' મળ્યા નથી, 'સત્' સુણ્યું નથી અને સત્ શ્રદ્ધ્યું નથી અને એ મળ્યે, એ સુણ્યે અને શ્રદ્ધ્યે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે

(૪) મોક્ષનો માર્ગ બહાર નથી પણ આત્મામાં છે

(૫) બે અક્ષરમાં માર્ગ રહ્યો છે, અને અનાદિકાળથી એટલું બધું કર્યા છતાં શા માટે પ્રાપ્ત થયો નથી તે વિચારો (૨૩)

૧૬ અનંત કાળથી પોતાને પોતા વિષેની જ ભ્રાંતિ રહી ગઈ છે આ એક અવાચ્ય, અદ્ભુત વિચારણાનું સ્થળ છે

નિરંતર ઉદાસીનતાનો ક્રમ સેવવો, સત્પુરુષની ભક્તિ પ્રત્યે લીન થવું; સત્પુરુષોનાં ચરિત્રોનું સ્મરણ કરવું, સત્પુરુષોનાં લક્ષણોનું ચિંતન કરવું, સત્પુરુષોની મુખાકૃતિનું હૃદયથી અવલોકન કરવું, તેના મન, વચન, કાયાની પ્રત્યેક ચેષ્ટાનાં

અદ્દ્ભુત રહસ્યો ફરી ફરી નિદિધ્યાસન કરવાં; તેઓએ સંમત કરેલું સર્વ સંમત કરવું.

આ જ્ઞાનીઓએ હૃદયમાં રાખેલું, નિર્વાણને અર્થે માન્ય રાખવા યોગ્ય, ફરી ફરી ચિંતવવા યોગ્ય પરમ રહસ્ય છે. અને એ જ સર્વ શાસ્ત્રનો, સર્વ સંતના હૃદયનો, ઈશ્વરના ઘરનો મર્મ પામવાનો મહામાર્ગ છે. અધિક શું લખવું ? આજે, ગમે તો તેથી મોડે, અથવા વહેલે એ જ સૂઝ્યે, એ જ પ્રાપ્ત થયે છૂટકો છે. સર્વ પ્રદેશે મને તો એ જ સંમત. (૨૩)

૧૭. સર્વ પ્રકારની ક્રિયાનો, જપનો તપનો અને તે સિવાયના પ્રકારનો લક્ષ એવો રાખજો કે આત્માને છોડાવવા માટે સર્વ છે; બંધનને માટે નથી. જેથી બંધન થાય એ બધાં ત્યાગવા યોગ્ય છે. (૨૨-૨૪)

૧૮. ઉપાધિના યોગને લીધે શાસ્ત્રવાચન ન થઈ શકતું હોય, તો હમણાં તે રહેવા દેવું. પરંતુ ઉપાધિથી થોડો પણ નિત્ય પ્રતિ અવકાશ લઈ, ચિત્તવૃત્તિ સ્થિર થાય એવી નિવૃત્તિમાં બેસવાનું બહુ અવશ્ય છે. અને ઉપાધિમાં પણ નિવૃત્તિનો લક્ષ રાખવાનું સ્મરણ રાખજો. જેટલો વખત આયુષ્યનો, તેટલો જ વખત જીવ ઉપાધિનો રાખે, તો મનુષ્યત્વનું સફળ થવું ક્યારે સંભવે ? મનુષ્યત્વના સફળપણા માટે જીવવું એ જ કલ્યાણકારક છે એવો નિશ્ચય કરવો જોઈએ અને સફળપણા માટે જે જે સાધનોની પ્રાપ્તિ કરવી યોગ્ય છે, તે પ્રાપ્ત કરવા નિત્ય પ્રતિ નિવૃત્તિ મેળવવી જોઈએ. નિવૃત્તિના અભ્યાસ વિના જીવની પ્રવૃત્તિ ન ટળે એ પ્રત્યક્ષ સમજાય તેવી વાત છે. (૨૨-૨૪)

૧૯. તમને બધાને હમણાં જે કંઈ જૈનનાં પુસ્તકો વાંચવાનો પરિચય રહેતો હોય, તેમાંથી જગતનું વિશેષ વર્ણન કર્યું હોય તેવો ભાગ વાંચવાનો લક્ષ ઓછો કરજો: અને 'જીવે શું નથી કર્યું', હવે શું કરવું" એ ભાગ વાંચવાનો વિશેષ લક્ષ રાખજો. અભેદદશા આવ્યા વિના જે પ્રાણી આ જગતની રચના જોવા ઇચ્છે છે, તે બંધાય છે. એવી દશા આવવા માટે એ પ્રાણીએ તે રચનાના કારણ પ્રત્યે પ્રીતિ કરવી સર્વ પ્રકારે કરીને એ રચનાના ઉપભોગની ઇચ્છા ત્યાગવી યોગ્ય છે.

લોકનું સ્વરૂપ સર્વ કાળ એક સ્થિતિનું નથી. ક્ષણે ક્ષણે તે રૂપાન્તર પામ્યા કરે છે. સર્વ કાળ જેની એક સ્થિતિ નથી એવું એ રૂપ 'સત્' નહિ હોવાથી, ગમે તે રૂપે વર્ણવી (શાસ્ત્રોમાં) તે કાળે ભ્રાંતિ ટાળી છે. અને એને લીધે સર્વત્ર એ સ્વરૂપ હોય જ એમ નથી. બાળ જીવ તો તે સ્વરૂપને શાશ્વત રૂપ માની લઈ ભ્રાંતિમાં પડે છે. પણ કોઈ જોગ જીવ એવી અનેકતાની કહેણીથી મૂંઝાઈ જઈ 'સત્' તરફ વળે છે (૨૨-૨૪)

૨૦. અનંતા નય છે. એકેક પદાર્થ અનંત ગુણથી અને અનંત ધર્મથી યુક્ત છે. માટે એ વાટે પદાર્થનો નિર્ણય કરવા માગીએ તો થાય નહિ. એની વાટ કોઈ બીજી હોવી જોઈએ. ઘણું કરીને આ વાટને જ્ઞાની પુરુષો જ જાણે છે અને તેઓ તે નયાદિક માર્ગ પ્રત્યે ઉદાસીન વર્તે છે; જેથી કોઈ નયનું એકાંત ખંડન થતું નથી અથવા કોઈ નયનું એકાંત મંડન થતું નથી. જેટલી જેની યોગ્યતા છે, તેટલી તે નયની સત્તા જ્ઞાની પુરુષોને સંમત હોય છે.

માર્ગ જેને નથી પ્રાપ્ત થયો એવા મનુષ્યો નયનો આગ્રહ કરે છે. કોઈ નય જ્યાં દુભાતો નથી એવા જ્ઞાનીના વચનોને અમે નમસ્કાર કરીએ છીએ. જેણે જ્ઞાનીના માર્ગની ઇચ્છા કરી હોય, એવા પ્રાણીએ કોઈ નયમાં આગ્રહ કરવો નહિ અને કોઈ પ્રાણીને એ વાટે દૂભવવું નહિ. (૨૨-૨૪)

૨૧. વાદી, દર્શન, સંપ્રદાય એ બધાં કોઈ રીતે પ્રાપ્તિમાં કારણરૂપ થાય છે. પણ સમ્યક્જ્ઞાની વિનાના બીજા જીવોને તો બંધન પણ થાય છે. માર્ગની જેને ઇચ્છા ઉત્પન્ન થઈ છે, તેણે એ બધાનું 'સાધારણજ્ઞાન' વાંચવું વિચારવું, બાકી મધ્યસ્થ રહેવું યોગ્ય છે. 'સાધારણ-જ્ઞાન'નો અર્થ આ ઠેકાણે એવો કરવો કે, બધાં શાસ્ત્રમાં વર્ણવતાં અધિક જુદાઈ ન પડી હોય તેવું જ્ઞાન (૨૨-૨૪)

૨૨. કોઈ પણ પ્રકારે પરમાર્થ સંબંધે મનથી કરેલા સંકલ્પ પ્રમાણે ઇચ્છા કરવી નહિ. અર્થાત્ કોઈ પણ પ્રકારના દિવ્ય તેજયુક્ત પદાર્થો ઇત્યાદિ દેખવા વગેરેની ઇચ્છા, મનોકલ્પિત ધ્યાનાદિ, એ સર્વ સંકલ્પની જેમ બને તેમ નિવૃત્તિ કરવી. કોઈ પણ પ્રકારે પોતે કંઈ મનમાં સંકલ્પ્યું હોય કે, 'આવી દશામાં આવીએ અથવા આવા પ્રકારનું ધ્યાન કરીએ તો સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય', તો તે સંકલ્પેલું પ્રાયે ખોટું છે. (૨૫)

૨૩. સંસાર સંબંધી કારણના પદાર્થોની પ્રાપ્તિ સુલભ-પણે નિરંતર પ્રાપ્ત થયા કરે અને બંધન ન થાય એવા કોઈ પુરુષ હોય તો તે તીર્થંકર કે તીર્થંકર જેવા જાણીએ છીએ. પણ પ્રાયે એવી સુલભપ્રાપ્તિના જોગથી જીવને અલ્પ કાળમાં સંસાર પ્રત્યેથી અત્યંત એવો વૈરાગ્ય થતો નથી, અને સ્પષ્ટ

આત્મજ્ઞાન ઉદય થતું નથી એમ જાણી, જે કંઈ તે સુલભ-પ્રાપ્તિને હાનિ કરનાર જોગ બને છે તે ઉપકારક જાણી, સુખે રહેવા યોગ્ય છે

૨૪ શારીરિક વેદનાને દેહનો ધર્મ જાણી, અને બાંધેલા એવા કર્મોનું ફળ જાણી, સમ્યક્ પ્રકારે અહિયાસવા યોગ્ય છે વ્યાધિરહિત શરીર હોય તેવા સમયમાં જીવે જો તેનાથી પોતાનું જુદાપણું જાણી, તેનું અનિત્યાદિ સ્વરૂપ જાણી, તે પ્રત્યેથી મોહમમત્વાદિ ત્યાગ્યા હોય, તો તે મોટું શ્રેય છે જોકે દેહનું તેવું મમત્વ ત્યાગવું કે ઓછું કરવું એ મહા દુષ્કર વાત છે તથાપિ જેનો તેમ કરવા નિશ્ચય છે, તે વહેલે મોડે ફળીભૂત થાય છે

જ્યાં સુધી દેહાદિકથી કરી જીવને આત્મકલ્યાણનું સાધન કરવું રહ્યું છે, ત્યાં સુધી તે દેહને વિષે અપરિણામિક એવી મમતા ભજવી યોગ્ય છે એટલે કે આ દેહના કોઈ ઉપચાર કરવા પડે, તો તે ઉપચાર દેહના મમત્વાર્થે કરવાની ઇચ્છાએ નહિ, પણ એ દેહે કરી જ્ઞાની પુરુષના માર્ગનું આરાધન થઈ શકે છે તે લાભને અર્થે અને તેવી જ બુદ્ધિથી એ વ્યાધિના ઉપચારે પ્રવર્તવામાં બાધ નથી

સર્વ પ્રકારે જ્ઞાનીના શરણમાં બુદ્ધિ રાખી, નિર્ભયપણાને, નિઃખેદપણાને ભજવાની શિક્ષા શ્રીતીર્થંકર જેવાએ કરી છે કોઈ પણ કારણે આ સંસારમાં કલેશિત થવું યોગ્ય નથી અવિચાર અને અજ્ઞાન એ સર્વ કલેશનું, મોહનું અને માઠી ગતિનું કારણ છે અજ્ઞાન દશા વર્તતી હોય ત્યારે તેવા દેહને દુઃખ થવાના પ્રસંગોમાં અથવા તેવા બીજા કારણોમાં જીવ દેહની શાતાને ભજવાની ઇચ્છા કરે

છે. સાચી જ્ઞાનદશા હોય તો તેને દેહને દુઃખપ્રાપ્તિનાં કારણો વિષે વિષમતા થતી નથી. (૨૬)

૨૫. મુમુક્ષુ જીવને આ કાળને વિષે સંસારની પ્રતિકૂળ દશાઓ પ્રાપ્ત થવી તે તેને સંસારથી તરવા બરાબર છે. અનંત કાળથી અભ્યાસેલો એવો આ સંસાર સ્પષ્ટ વિચારવાનો વખત પ્રતિકૂળ પ્રસંગે વિશેષે હોય છે. (૨૬)

૨૬. વ્યાવહારિક પ્રસંગોનું નિત્ય ચિત્રવિચિત્રપણું છે. માત્ર કલ્પનાએ તેમાં સુખ અને કલ્પનાએ દુઃખ એવી તેની સ્થિતિ છે. જ્ઞાની પુરુષે તે બેય કલ્પના કરવાની ના કહી છે. વિચારવાનને શોક ઘટે નહિ. (૨૬)

૨૭. કવિતા કવિતાર્થે આરાધવા યોગ્ય નથી — સંસારાર્થે આરાધવા યોગ્ય નથી. ભગવદ્‌ભજનાર્થે, આત્મકલ્યાણાર્થે જો તેનું પ્રયોજન થાય, તો જીવને તે ગુણની ક્ષયોપશમતાનું ફળ છે. જે વિદ્યાથી ઉપશમગુણ પ્રગટ્યો નહિ, વિવેક આવ્યો નહિ, કે સમાધિ થઈ નહિ, તે વિદ્યાને વિષે રૂડા જીવે આગ્રહ કરવો યોગ્ય નથી. (૨૭)

૨૮. મૂળ વાત તો એ છે કે, જીવને વૈરાગ્ય આવતાં છતાં પણ જે તેનુ અત્યંત શિથિલપણુ – ઢીલાપણુ – છે, તે ટાળતા તેને અસંત વસમુ લાગે છે અને ગમે તે પ્રકારે પણ એ જ પ્રથમ ટાળવા યોગ્ય છે. (૨૭)

૨૯. બંધવૃત્તિઓને ઉપશમાવવાનો તથા નિવૃત્તાવવાનો જીવને અભ્યાસ — સતત અભ્યાસ — કર્તવ્ય છે. કારણ કે વિના વિચારે, વિના પ્રયાસે તે વૃત્તિઓનુ ઉપશમનુ અથવા નિવૃત્તનું કેવા પ્રકારથી થાય? કારણ વિના કોઈ કાર્ય સંભવતું નથી, તો આ જીવે કોઈ ઉપાય કર્યો ન હોય

એટલે તેનો અભાવ ન થાય એ સ્પષ્ટ સંભવરૂપ છે. ઘણી વાર પૂર્વ કાળે વૃત્તિઓના ઉપશમનનું તથા નિવર્તનનુ જીવે અભિમાન કર્યું છે પણ તેવું કંઈ સાધન કર્યું નથી અને હજુ સુધી તે પ્રકારમાં જીવ કંઈ ઠેકાણું કરતો નથી. (૨૭)

૩૦. માયા એટલે જગત – લોક – નું જેમાં વધારે વર્ણન કર્યું છે એવાં પુસ્તકો વાંચવા કરતાં જેમાં સત્પુરુષનાં ચરિત્રો અથવા વૈરાગ્યકથા વિશેષ કરીને રહી છે, તેવાં પુસ્તકોનો ભાવ રાખજો. મતમતાંતરનો ત્યાગ કરવો. અને જેથી મતમતાંતરની વૃદ્ધિ થાય તેવું વાંચન લેવું નહિ. (૨૭)

૩૧. મુમુક્ષુ જીવને એટલે વિચારવાન જીવને આ સંસાર વિષે અજ્ઞાન સિવાય બીજો કોઈ ભય હોય નહિ. એક અજ્ઞાનની નિવૃત્તિ ઇચ્છવી એરૂપ જે ઇચ્છા તે સિવાય વિચારવાન જીવને બીજી ઇચ્છા હોય નહિ. અને પૂર્વકર્મના બળે તેવો કોઈ ઉદય હોય, તો પણ વિચારવાનના ચિત્તમાં સંસાર કારાગૃહ છે, ભયાકુળ છે. મહાત્મા શ્રીતીર્થંકરે પ્રાપ્ત પરિષહ સહન કરવાની ફરી ફરી ભલામણ આપી છે. કોઈ ઉદયયોગનું બળવાનપણું હોય અને સત્સંગ થયા છતા જીવને અજ્ઞાનનાં કારણો ટાળવામાં હિંમત ન ચાલી શકતી હોય, મૂંઝવણ આવી જતી હોય, તો પણ ધીરજ રાખવી, સત્સંગ સત્પુરુષનો યોગ વિશેષ કરી આરાધવો. પણ તે ધીરજ એવા અર્થમાં કહી નથી કે સત્સંગ સત્પુરુષના યોગે પ્રમાદહેતુએ વિલંબ કરવો તે ધીરજ છે. જીવ દિશામૂઢ રહેવા ઇચ્છે ત્યાં ઉપાય પ્રવર્તી શકે નહિ. (૨૭)

૩૨. સમસ્ત સંસારના મુખ્ય કારણો પ્રેમબંધન તથા દ્વેષબંધન સર્વ જ્ઞાનીએ સ્વીકાર્યાં છે. તેની મૂંઝવણે જીવને નિજવિચાર કરવાનો અવકાશ પ્રાપ્ત થતો નથી અથવા થાય એવા યોગે તે બંધનના કારણથી આત્મવીર્ય પ્રવર્તી શકતું નથી અને તે સૌ પ્રમાદનો હેતુ છે. અને તેવા પ્રમાદે લેશમાત્ર સમયકાળ પણ નિર્ભય રહેવું કે અજાગૃત રહેવું તે આ જીવનું અતિશય નિર્બળપણું છે, અવિવેકતા છે, ભ્રાંતિ છે, અને ટાળતા અસંત કઠણ એવો મોહ છે. (૨૮)

૩૩. સર્વ ક્લેશથી અને સર્વ દુઃખથી મુક્ત થવાનો ઉપાય એક આત્મજ્ઞાન છે. વિચાર વિના આત્મજ્ઞાન થાય નહીં અને અસત્સંગ તથા અસત્પ્રસંગથી જીવનું વિચારબળ પ્રવર્તતુ નથી આરંભ પરિગ્રહનું અલ્પત્વ કરવાથી અસત્સંગનુ બળ ઘટે છે. અસત્સંગનું બળ ઘટવાથી આત્મવિચાર થવાનો અવકાશ પ્રાપ્ત થાય છે. આત્મવિચાર થવાથી આત્મજ્ઞાન થાય છે અન્ય પરિણામમાં જેટલી તાદાત્મ્યવૃત્તિ છે, તેટલો જીવથી મોક્ષ દૂર છે વિચારની નિર્મળતાએ કરી જો આ જીવ અન્ય પરિચયથી પાછો વળે, તો સહજમાં હમણા જ તેને આત્મજોગ પ્રગટે. (૨૮)

૩૪. આત્મભ્રાંતિ સમ રોગ નહીં, સદ્ગુરુ વૈદ્ય સુજાણ,<br>
ગુરુઆજ્ઞા સમ પથ્ય નહીં, ઔષધ વિચાર ધ્યાન. (૨૯)

૩૫. સંગના યોગે આ જીવ સહજ સ્થિતિ ભૂલ્યો છે. સંગની નિવૃત્તિએ સહજસ્વરૂપનુ અપરોક્ષ ભાન પ્રગટે છે. સર્વભાવથી અસંગપણું થવુ તે સર્વથી દુષ્કરમાં દુષ્કર સાધન છે. સર્વ જિનાગમમા કહેલાં વચનો એક માત્ર અસંગપણામાં જ સમાય છે. કેમકે તે થવાને અર્થે જ તે સર્વ વચનો

કહ્યાં છે તે અસંગપણુ નિરાશ્રયપણે સિદ્ધ થવુ અત્યંત દુષ્કર છે એમ વિચારી, શ્રીતીર્થંકરે સત્સંગને તેનો આધાર કહ્યો છે (૨૯)

૩૬ ઘણુ કરીને વર્તમાનમાં કાં તો શુષ્કક્રિયાપ્રધાનપણામાં જીવે મોક્ષમાર્ગ કલ્પ્યો છે અથવા બાહ્ય ક્રિયા અને શુદ્ધ વ્યવહારક્રિયા ઉત્થાપવામા મોક્ષમાર્ગ કલ્પ્યો છે અથવા સ્વમતિકલ્પનાએ અધ્યાત્મગ્રંથો વાચી, કથનમાત્ર અધ્યાત્મ પામી મોક્ષમાર્ગ કલ્પ્યો છે એમ કલ્પાયાથી જીવને સત્સમાગમાદિ હેતુમા તે તે માન્યતાનો આગ્રહ આડો આવી, પરમાર્થ પામવામા સ્થભભૂત થાય છે

જે જીવો શુષ્કક્રિયાપ્રધાનપણામા મોક્ષ કલ્પે છે, (તેમણે) જ્ઞાન દર્શન, ચારિત્ર અને તપ એમ મોક્ષમાર્ગ ચાર પ્રકારે કહ્યો છતા પ્રથમના બે પદ તો . . વિસાર્યા જેવુ હોય છે અને ચારિત્ર શબ્દનો અર્થ વેશ તથા માત્ર બાહ્ય વિરતિમા સમજ્યા જેવુ હોય છે વળી ક્વચિત્ જ્ઞાન દર્શન પદ કહેવા પડે, તો ત્યા લૌકિક કથન જેવા ભાવોના કથનને જ્ઞાન અને તેની પ્રતીતિ અથવા તે કહેનારની પ્રતીતિને વિષે દર્શન શબ્દનો અર્થ સમજવા જેવુ રહે છે

[જેઓ શુદ્ધ વ્યવહારક્રિયાને ઉત્થાપવામા મોક્ષમાર્ગ સમજે છે તેમને વિષે ]

વ્યવહાર બે પ્રકારના છે એક પરમાર્થહેતુ મૂળ વ્યવહાર, અને બીજો વ્યવહારરૂપે વ્યવહાર જે માત્ર વ્યવહારહેતુ વ્યવહાર છે, તેના દુરાગ્રહને ચાગ્રમાં નિષેધ્યો છે જે વ્યવહારનું ફળ (નરકાદિ) ચાર ગતિ થાય, તે વ્યવહારને

વ્યવહારહેતુ વ્યવહાર કહી શકાય અથવા જે વ્યવહારથી આત્માની વિભાવદશા જવા યોગ્ય ન થાય, તે વ્યવહારને અસદાગ્રહહેતુ વ્યવહાર કહેવાય. એનો શાસ્ત્રકારે નિષેધ કર્યો છે તે પણ એકાંતે નહિ. કેવળ દુરાગ્રહથી અથવા તેમાં જ મોક્ષમાર્ગ માનનારને એ નિષેધથી સાચા વ્યવહાર ઉપર લાવવા કર્યો છે અને પરમાર્થહેતુ મૂળ વ્યવહાર — શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, આસ્થા અથવા સદ્ગુરુ, સત્શાસ્ત્ર અને મન વચનાદિ સુમતિ તથા ગુપ્તિ [આદિ]નો નિષેધ કર્યો નથી અને તેનો નિષેધ કરવા યોગ્ય હોય તો શાસ્ત્રો ઉપદેશીને બાકી શું સમજવા જેવું રહેતું હતું?

[માત્ર પુસ્તકો વાચી પોતાને જ્ઞાની માનનારાઓ વિષે]

શમસંવેગાદિ ગુણો ઉત્પન્ન થયે અથવા વૈરાગ્યવિશેષ, નિષ્પક્ષપાતતા થયે, કષાયાદિ પાતળા પડયે અથવા કંઈ પણ પ્રજ્ઞાવિશેષથી સમજવાની યોગ્યતા થયે જે સદ્ગુરુગમે સમજવા યોગ્ય અધ્યાત્મગ્રંથો છે — ત્યાં સુધી ઘણું કરી શસ્ત્ર જેવા છે — તે પોતાની કલ્પનાએ જેમ તેમ વાચી લઈ, નિર્ધારી લઈ, તેવો અંતર્ભેદ થયા વિના અથવા દશા ફર્યા વિના, વિભાવ ગયા વિના પોતાને વિષે જ્ઞાન કલ્પે છે અને ક્રિયારહિત તથા શુદ્ધ વ્યવહારરહિત થઈ વર્તે છે એવો ત્રીજો પ્રકાર શુષ્ક અધ્યાત્મીનો છે (૨૯)

૩૭ બાર ઉપાંગનો સાર તમને કહીએ છીએ કે વૃત્તિઓને ક્ષય કરવી. આ વૃત્તિઓ બે પ્રકારની કહી. એક બાહ્ય અને બીજી આંતર. બાહ્ય વૃત્તિ એટલે આત્માથી બહાર વર્તવું તે. આત્માની અંદર પરિણમવું —

તેમાં સમાવું—તે અંતવૃત્તિ પદાર્થનું તુચ્છપણું ભાસ્યમાન થયું હોય તો અન્તરવૃત્તિ રહે (૨૬)

૩૮ કર્મનો દોષ કાઢવો નહિ આત્માને નિંદવો. અનાદિ કાળના કર્મો બે ઘડીમાં નાશ પામે છે ધર્મ કરવાની વાત આવે ત્યારે [મનુષ્ય] પૂર્વકર્મના દોષની વાત આગળ કરે છે પુરુષાર્થ કરવો શ્રેષ્ઠ છે કર્મ ટાળ્યા વગર ટળવાના નથી. તેટલા માટે જ જ્ઞાનીઓએ શાસ્ત્રો વર્ણવ્યાં છે કર્મ ગણી ગણીને નાશ કરતા નથી જ્ઞાની પુરુષ તો સામટો ગોટો વાળી નાશ કરે છે વિચારવાને બધાં આલંબનો મૂકી દઈ, આત્માના પુરુષાર્થનો જય થાય તેવું આલંબન લેવું કર્મબંધનનું આલંબન લેવું નહિ (૨૯)

૩૯ ક્રોધ માન, માયા, લોભ મારે પાતળા પાડવા છે એવો જ્યારે લક્ષ થશે, જ્યારે તેનો થોડો થોડો પણ લક્ષ વર્તાશે, ત્યારે પછી સહજ થશે આત્માને આવરણ કરનાર દરેક દૂષણ જાણવામા આવે ત્યારે તેને ખસેડવાનો અભ્યાસ કરવો ક્રોધાદિ થોડે થોડે પાતળા પડ્યા પછી સહજરૂપ થશે પછી નિયમમાં લેવા માટે જેમ બને તેમ અભ્યાસ રાખવો અને વિચારમા વખત ગાળવો (૨૭)

૪૦ જીવ પોતે જાગે તો બધાં વિપરીત કારણો મટી જાય જેમ કોઈ પુરુષ ઘરમાં નિદ્રાવશ થવાથી તેના ઘરમા કૂતરા બિલાડા વગેરે પેસી જવાથી નુકસાન કરે છે, અને પછી તે પુરુષ જાગ્યા પછી નુકસાન કરનારા એવાં જે કૂતરા આદિ પ્રાણીઓ તેનો દોષ કાઢે, પણ પોતાનો દોષ કાઢતો નથી કે હું ઊંઘી ગયો તો આમ થયું, તેમ જીવ

પોતાના દોષો જોતો નથી પોતે જાગૃત રહેતો હોય, તો બધાં વિપરીત કારણો મટી જાય માટે પોતે જાગૃત રહેવું

જીવ એમ કહે છે કે, મારા તૃષ્ણા, અહંકાર, લોભ આદિ દોષો જતા નથી અર્થાત્ જીવ પોતાનો દોષ કાઢતો નથી, અને દોષોનો વાંક કાઢે છે જેમ, સૂર્યનો તાપ બહુ પડે છે અને તેથી બહાર નીકળાતું નથી માટે સૂર્યનો દોષ છે, પણ છત્રી અને પગરખા સૂર્યના તાપથી રક્ષણાર્થે બતાવ્યા છે તેનો ઉપયોગ કરતો નથી તેમ જ્ઞાની પુરુષોએ લૌકિક ભાવ મૂકી દઈ જે વિચારથી પોતાના દોષો ઘટાડેલા (નાશ કરેલા) તે વિચારો અને તે ઉપાયો જ્ઞાનીઓ ઉપકાર અર્થે કહે છે તે શ્રવણ કરી આત્મામાં પરિણામ પામે તેમ કરવું

કયા પ્રકારે દોષ ઘટે ? જીવ લૌકિકભાવ કર્યા કરે છે, ને દોષો કેમ ઘટતા નથી એમ કહ્યા કરે છે। મુમુક્ષુઓએ જાગૃત થઈ વૈરાગ્ય વધારવો જોઈએ સત્પુરુષનું એક વચન સાંભળી પોતાને વિષે દોષો હોવા માટે બહુ જ ખેદ રાખશે અને દોષ ઘટાડશે ત્યારે જ ગુણ પ્રગટશે . બાકી સત્પુરુષ તો જેમ એક વટેમાર્ગુ બીજા વટેમાર્ગુને રસ્તો બતાવી ચાલ્યો જાય છે, તેમ બતાવી ચાલ્યા જાય છે (૨૯)

૪૧ માણસો વરસાદ આવે ત્યારે પાણી ટાંકામાં ભરી રાખે છે પણ મુમુક્ષુ જીવો આટલો આટલો ઉપદેશ સાંભળીને જરાય ગ્રહણ કરતા નથી, તે એક આશ્ચર્ય છે તેને ઉપકાર કેવી રીતે થાય ? (૨૯)

૪૨ અંતઃકરણની શુદ્ધિ વિના બોધ અસર પામતો નથી માટે પ્રથમ અંતઃકરણમાં કોમળતા લાવવી (૨૯)

૪૩. હવે યોગ્ય થવા માટે હિંસા કરવી નહીં, સત્ય બોલવું, અદત્ત લેવું નહીં, બ્રહ્મચર્ય પાળવું પરિગ્રહની મર્યાદા કરવી, રાત્રિભોજન કરવું નહિ — એ આદિ સદાચરણ શુદ્ધ અંતઃકરણે કરવાનું જ્ઞાનીઓએ કહ્યું છે તે પણ જો આત્માને અર્થે લક્ષ રાખી કરવામાં આવતા હોય તો ઉપકારી છે (૨૯)

૪૪ મિથ્યાત્વ, પ્રમાદ, અવ્રત, અશુભ યોગ [પ્રવૃત્તિ] એ અનુક્રમે જાય તો સત્પુરુષનાં વચન આત્મામાં પરિણામ પામે તેથી બધા દોષો અનુક્રમે નાશ પામે આત્મજ્ઞાન વિચારથી થાય છે. (૨૯)

૪૫ ઉપદેશ સાંભળવાની ખાતર સાંભળવાના કામીએ કર્મરૂપ ગોદડું ઓઢયું છે, તેથી ઉપદેશરૂપ લાકડી લાગતી નથી તરવાના કામી હોય તેણે ધોતિયારૂપ કર્મ ઓઢયા છે તેથી ઉપદેશરૂપ લાકડી વહેલી લાગે (૨૯)

૪૬ ખારી જમીન હોય ને તેમાં વરસાદ પડે તો શું કામ આવે? તેમ, જ્યાં સુધી આત્મામાં ઉપદેશ પરિણમે નહિ તેવી સ્થિતિ હોય, ત્યાં સુધી તે શું કામનો? (૨૯)

૪૭ પુરુષાર્થ કરે તો કર્મથી મુક્ત થાય અનંત કાળનાં કર્મો હોય અને જો યથાર્થ પુરુષાર્થ કરે, તો કર્મ એમ ન કહે કે હું નહિ જાઉં. બે ઘડીમાં અનંતાં કર્મો નાશ પામે છે (૨૯)

૪૮ પોતે ત્યાગ કરી શકે નહિ, અને બહાના કાઢે કે મારે અંતરાયો ઘણા છે ધર્મનો પ્રસંગ આવે ત્યારે 'ઉદય'

[પ્રારબ્ધ] છે એમ કહે ઉદય ઉદય કહ્યા કરે, પણ કાંઈ કૂવામા પડતો નથી ગાડામા બેઠો હોય અને ધાંચ આવે તો સાચવી સભાળીને ચાલે તે વખતે ઉદય ભૂલી જાય અર્થાત્ પોતાની શિથિલતા હોય તેને બદલે ઉદયનો દોષ કાઢે છે (૨૯)

૪૯ અકાર્ય કરતાં પ્રથમ જેટલો ત્રાસ રહે છે, તેટલો બીજી ફેરે કરતા રહેતો નથી માટે પ્રથમથી જ અકાર્ય કરતા અટકવુ (૨૯)

૫૦ સમજ્યા વિના રસ્તો ભારે વિકટ છે હીરો કાઢવા માટે ખાણ ખોદવી તે મહેનત છે, પણ હીરો લેવો તેમા મહેનત નથી તે જ પ્રમાણે આત્મા સંબધી સમજણ આવવી દુર્લભ છે, નહિ તો આત્મા કઈ દૂર નથી (૨૯)

૫૧ એક વાર જમ્યા તે પચ્યા વગર બીજુ ખાવુ નહિ તેની પેઠે તપ વગેરે કરવા તે કાઈ મહાભારત વાત નથી માટે તપ કરનારે અહકાર કરવો નહિ તપ એ નાનામા નાનો ભાગ છે ભૂખે મરવુ કે ઉપવાસ કરવા તેનું નામ તપ નથી માહીથી શુદ્ધ અંતકરણ થાય ત્યારે તપ કહેવાય (૨૮)

અદરથી છૂટે ત્યારે બહારથી છૂટે, અદરથી છૂટ્યા વગર બહારથી છૂટે નહિ એમ્મુ બહારથી છોડે તેમા કામ થાય નહિ (૨૯)

વ્રતનિયમ કરવાનાં છે તેની સાથે કજિયાકકાસ, છોકરાં-છૈયા, અને ઘરમા માગપણુ કરવુ નહિ ઊંચી દિશાએ જવા માટે વ્રતનિયમ કરવા .ભૂખે મરવુ કે ઉપવાસ કરવા તેનું નામ તપ નથી માંહીથી શુદ્ધ અતકરણ થાય ત્યારે તપ

કહેવાય અને તેથી મોક્ષગતિ થાય...કાયાની સામાયિક કરવા કરતાં આત્માની સામાયિક એક વાર કરો. (૨૯)

એક ને એક વ્રત હોય, પણ મિથ્યાદષ્ટિની અપેક્ષાએ બંધ છે; અને સમ્યક્દષ્ટિની અપેક્ષાએ નિર્જરા છે...આંધળો વણે ને વાછડો ચાવે એની પેઠે અજ્ઞાનીની ક્રિયા નિષ્ફળ જાય છે. (૨૯)

પર. જ્ઞાન એટલે આત્માને યથાતથ્ય જાણવો તે.
દર્શન એટલે આત્માની યથાતથ્ય પ્રતીતિ તે.
ચરિત્ર એટલે આત્મા સ્થિર થાય તે. (૨૯)

પ૩. જ્યાં સુધી દેહાત્મબુદ્ધિ ટળે નહિ, ત્યાં સુધી સમ્યક્ત્વ થાય નહિ જીવને સાચ ક્યારેય આવ્યું નથી. આવ્યું હોત તો મોક્ષ થાત. ભલે સાધુપણું, શ્રાવકપણું અથવા તો ગમે તે લ્યો, પણ સાચ વગર સાધન તે વૃથા છે. દેહાત્મબુદ્ધિ મટે ત્યારે સાચ આવ્યું સમજાય. (૨૯)

પ૪. આ સંસારમાં મનુષ્યપ્રાણીને જે ખેદના પ્રસંગો પ્રાપ્ત થાય છે, તે અકથ્ય પ્રસંગોમાંનો [મૃત્યુ એ] એક મોટો ખેદકારક પ્રસંગ છે. તે પ્રસંગમાં યથાર્થ વિચારવાન પુરુષોને તે ખેદકારક પ્રસંગનો મૂર્છાભાવે ખેદ કરવો તે માત્ર કર્મબંધનો હેતુ ભાસે છે. મૂર્છાભાવે ખેદ કર્યાથી પણ જે સંબંધીનો વિયોગ થયો છે, તેની પ્રાપ્તિ થતી નથી. (વિચારવાન પુરુષો તે પ્રસંગે) સર્વ સંગનું અશરણપણું, અબંધનપણું, અનિત્યપણું અને તુચ્છપણું તેમજ અન્યત્વપણું દેખીને ભાવિતાત્મતાથી વૈરાગ્યને શુદ્ધ અને નિશ્ચળ કરે છે. (૨૯)

૫૫. આ જીવને દેહસંબંધ હોઈને મૃત્યુ ન હોત, તો આ સંસાર સિવાય બીજે તેની વૃત્તિ જોડાવાનો અભિપ્રાય થાત નહિ. મુખ્ય કરીને મૃત્યુને ભયે પરમાર્થરૂપ બીજે સ્થાનકે વૃત્તિ પ્રેરી છે. તે પણ કોઈક વિરલા જીવને પ્રેરિત થઈ છે. ઘણા જીવોને તો ક્ષણિક વૈરાગ્ય પ્રાપ્ત થઈ, વિશેષ કાર્યકારી થયા વિના નાશ પામે છે. મૃત્યુનું અવશ્ય આવવું દેખીને, તથા તેનું અનિયમિતપણે આવવું દેખીને, તે પ્રસંગ પ્રાપ્ત થયે સ્વજનાદિ સૌથી અરક્ષણપણું દેખીને (વિચારવાનને) પરમાર્થ વિચારમાં અપ્રમત્તપણું જ હિતકારી લાગ્યું. (૨૯)

૫૬. આયુષ્ય અલ્પ અને અનિયત પ્રવૃત્તિ, અસીમ બળવાન અસત્સંગ, પૂર્વનું ઘણું કરીને અનારાધકપણું, બલવીર્યની હીનતા, એવાં કારણોથી રહિત કોઈક જીવ હશે. એવા આ કાળને વિષે પૂર્વે કયારે પણ નહિ જાણેલો, નહિ પ્રતીત કરેલો, નહિ આરાધેલો તથા નહિ સ્વભાવસિદ્ધ થયેલો એવો 'માર્ગ' પ્રાપ્ત કરવા દુષ્કર હોય એમાં આશ્ચર્ય નથી. તથાપિ જેણે તે પ્રાપ્ત કરવા સિવાય બીજો કોઈ લક્ષ રાખ્યો જ નથી, તે આ કાળને વિષે પણ અવશ્ય તે માર્ગ પામે છે. (૩૦)

૫૭. 'જ્ઞાનનું' ફળ વિરતિ છે.' વીતરાગનું આ વચન સર્વ મુમુક્ષુઓએ નિત્ય સ્મરણમાં રાખવા યોગ્ય છે. જે વાંચવાથી, સમજવાથી આત્મા વિભાવનો ત્યાગી ન થયો, તે વાંચવું, વિચારવું અને તે સમજવું અજ્ઞાન છે. (૩૦)

૫૮. ખેદ નહિ કરતાં શૂરવીરપણું ગ્રહીને જ્ઞાનીને માર્ગે ચાલતાં મોક્ષપાટણ સુલભ જ છે. વિષયકષાયાદિ

વિશેષ વિકાર કરી જાય, તે વખતે વિચારવાનને પોતાનું નિર્વીર્યપણું જોઈને ઘણો ખેદ થાય છે. તેમ એકલો ખેદ કરીને અટકી રહેતા નથી. ફરી ફરીને તિરસ્કારની વૃત્તિથી જોઈ, ફરી મહંતપુરુષના ચરિત્ર અને વાક્યનું અવલંબન ગ્રહણ કરી, આત્માને શૌર્ય ઉપજાવી, તે વિષયાદિ સામે અતિ હઠ કરીને તેને હઠાવે છે ત્યાં સુધી નીચે મને બેસતા નથી (૩૧)

પદ એવો સિદ્ધાંત છે કે, કૃતિ વિના જીવને પાપ લાગતું નથી તે કૃતિની જ્યાં સુધી વિરતિ કરી નથી, ત્યાં સુધી અવિરતિપણાનું પાપ લાગે છે. સમસ્ત એવા ચૌદ રાજલોકમાંથી તેને પાપક્રિયા ચાલી આવે છે. કોઈ જીવ કંઈ પદાર્થ યોજી મરણ પામે અને તે પદાર્થની યોજના એવા પ્રકારથી હોય કે તે યોજેલો પદાર્થ જ્યાં સુધી રહે ત્યાં સુધી તેનાથી પાપક્રિયા થયા કરે, તો ત્યાં સુધી તે જીવને અવિરતિપણાની પાપક્રિયા ચાલી આવે છે. હાલના પર્યાયને સમયે તેના અજાણપણાનો લાભ તેને મળી શકતો નથી. તે જીવે સમજવું જોઈતું હતું કે, આ પદાર્થથી થતો પ્રયોગ જ્યાં સુધી કાયમ રહેશે, ત્યાં સુધી તેની પાપક્રિયા ચાલુ રહેશે. તે યોજેલા પદાર્થથી થતી ક્રિયાથી મુક્ત થવું હોય, તો મોહભાવને મૂકવો. મૂકવાથી એટલે અવિરતિપણું કરવાથી પાપક્રિયા બંધ થાય છે. તે વિરતિપણું યોજેલા પદાર્થના જ ભાવને વિષે આદરવામાં આવે, તો તે પાપક્રિયા જ્યારથી વિરતિપણું આદરે ત્યારથી આવતી બંધ થાય છે. અહીં જે પાપક્રિયા લાગે છે તે

ચારિત્રમોહનીયના કારણથી આવે છે. તે મોહભાવના ક્ષય થવાથી આવતી બંધ થાય છે. (૩૨)

૬૦. સંસારમાં પરિભ્રમણ કરાવનાર ક્રોધ, માન, માયા લોભની ચોકડીરૂપ કષાય છે. . . . તે અનંત સંસાર રખડાવનાર છે. તે કષાય ક્ષય થવાનો ક્રમ સામાન્ય રીતે ક્રોધ, માન, માયા, લોભ એ પ્રમાણે છે. અને તેનો ઉદય થવાનો ક્રમ સામાન્ય રીતે માન, લોભ, માયા, ક્રોધ એ પ્રમાણે છે. . . . મિથ્યાત્વમોહ રૂપી એક રાજાને બરાબર જાળવણીથી સૈન્યના મધ્ય ભાગમાં રાખી ક્રોધ, માન, માયા, લોભ એ ચાર તેની રક્ષા કરે છે. અને જે વખતે જેની જરૂર પડે છે, તે વખતે તે વગર બોલાવ્યા મિથ્યાત્વમોહની સેવા બજાવવા મંડી પડે છે. . . . આ ચાર યોદ્ધાઓ મધ્યેથી ક્રોધનો સ્વભાવ બીજા ત્રણ કરતાં કાંઈક ભોળો માલૂમ પડે છે. કારણકે, તેનુ સ્વરૂપ સર્વ કરતાં વહેલુ જણાઈ શકે છે. (૩૨)

૬૧. વાટે ચાલતા કાળિયુ કાંટામાં ભરાયુ અને રસ્તાની મુસાફરી હજી છે, તો બની શકે તો કાંટા દૂર કરવા; પરંતુ કાંટા કાઢવાનુ ન બની શકે તો તેટલા સારુ ત્યાં રોકાઈ રાત ન રહેવુ, પણ કાળિયુ મૂકી દઈ ચાલી નીકળવુ. તેવી જ રીતે જિનમાર્ગનુ સ્વરૂપ તથા તેનુ રહસ્ય શું છે તે સમજ્યા વિના અથવા તેનો વિચાર કર્યા વિના અલ્પ અલ્પ શંકાઓ માટે બેસી રહી આગળ ન વધવુ તે ઉચિત નથી. જિનમાર્ગ ખરી રીતે જોતા તો જીવને કર્મક્ષય કરવાનો ઉપાય છે. . . . જીવ પોતાનુ સ્વરૂપ જાણી શકતો નથી; તો પછી પરનુ સ્વરૂપ જાણવા ઇચ્છે તો તે તેનાથી શી રીતે જાણી – સમજી – શકાય?

અને જ્યાં સુધી ન સમજવામાં આવે, ત્યાં સુધી ત્યાં રહી, ગૂંચાઈ ડહોળાયા કરે છે. શ્રેયકારી એવું જે નિજસ્વરૂપનું જ્ઞાન તે જ્યાં સુધી પ્રગટ નથી કર્યું, ત્યાં સુધી પરદ્રવ્યનું ગમે તેટલું જ્ઞાન મેળવે તોપણ તે કશા કામનું નથી. માટે ઉત્તમ રસ્તો એ છે કે, બીજી બધી વાતો મૂકી દઈ, પોતાના આત્માને ઓળખવા પ્રયત્ન કરવો.

જેમ જેમ નિજસ્વરૂપનો અનુભવ થાય છે, તેમ તેમ દ્રવ્યનું જે અચિંત્ય સામર્થ્ય તે તેના અનુભવમાં આવતું જાય છે. તેને લઈને ઉપર બતાવેલી એવી જે શંકાઓ (જેવી કે થોડા આકાશમાં અનંત જીવનું સમાવું અથવા અનંત પુદ્ગલ પરમાણુનું સમાવું) તેનું કરવાપણું રહેતું નથી. (૩૨)

૬૨ શ્રવણ એ પવનની લહેર માફક છે. તે આવે છે અને ચાલ્યું જાય છે. મનન કરવાથી છાપ બેસે છે અને નિદિધ્યાસન કરવાથી ગ્રહણ થાય છે. વધારે શ્રવણ કરવાથી મનનશક્તિ મંદ થતી જોવામાં આવે છે. (૩૩)

૬૩ આત્મા સમય સમય ઉપયોગી છતાં, 'અવકાશની ખામી' અથવા 'કામના બોજાને લઈને તેને આત્મા સંબંધી વિચાર કરવાનો વખત મળી શકતો નથી', એમ કહેવું એ પ્રાકૃતજન્ય 'લૌકિક' વચન છે. જો ખાવાનો પીવાનો ઊંઘવા ઇત્યાદિનો વખત મળ્યો ને કામ કર્યું તે પણ આત્માના ઉપયોગ વિના નથી થયું, તો પછી જે સુખની આવશ્યકતા છે ને જે મનુષ્યજન્મનું કર્તવ્ય છે, તેમાં વખત ન મળ્યો એ વચન જ્ઞાની કોઈ કાળે સાચું માની શકે નહિ.

એનો અર્થ એટલો જ છે કે, બીજાં ઇંદ્રિયાદિક સુખનાં કામો જરૂરનાં લાગ્યાં છે અને તે વિના દુઃખી થવાના ડરની કલ્પના છે. આત્મિક સુખના વિચારનું કામ કર્યા વિના અનંતો કાળ દુઃખ ભોગવવું પડશે, અને અનંત સંસાર-ભ્રમણ કરવો પડશે એ વાત જરૂરની નથી લાગતી। મતલબ આ ચૈતન્યે કૃત્રિમ માન્યું છે. સાચું માન્યું નથી. . . . તમો જીવોમાં ઉલ્લાસમાન વીર્ય કે પુરુષાર્થ નથી. વીર્ય મંદ પડ્યું ત્યાં ઉપાય નથી. (૩૩)

૬૪. જ્યાં સુધી મૃષા અને પરસ્ત્રીત્યાગ કરવામાં આવે નહિ, ત્યાં સુધી સર્વ ક્રિયા નિષ્ફળ છે. ત્યાં સુધી આત્મામાં છળકપટ હોવાથી ધર્મ પરિણમતો નથી. ધર્મ પામવાની આ પ્રથમ ભૂમિકા છે. જ્યાં સુધી મૃષા-ત્યાગ અને પરસ્ત્રીત્યાગ એ ગુણો ન હોય, ત્યાં સુધી વક્તા તથા શ્રોતા હોઈ શકે નહિ.

૬૫. જોકે હમણાં જ તમો મર્યાદે [illegible] પણ ભાજનના પ્રમાણમાં વસ્તુ મુકાય છે. [illegible] [કાચા] વાસણમાં ભારે વસ્તુ મૂકવાથી [illegible] તેમ થાય. (૩૩)

## ૨૭

# પ્રશ્નો *

### ૧ આ કાળમાં મોક્ષ પ્રાપ્ત કરી શકાય?

[ક્ષાયક સમકિત, એટલે કે મોક્ષના કારણરૂપ ચિત્તની નિર્મળ અવસ્થા આ કાળમાં નથી સંભવતી અને તેથી કરીને આ કાળે કોઈ મોક્ષ પ્રાપ્ત કરી શકે નહિ, એવી માન્યતા જૈન પરંપરામાં ચાલી આવી છે. તે વિષે નીચેની ચર્ચા છે]

હાલ જેને જિનસૂત્રોને નામે ઓળખવામા આવે છે, તેમાં 'ક્ષાયક સમકિત [આ કાળમા કોઈને પ્રાપ્ત થઈ શકે તેમ] નથી' એવુ સ્પષ્ટ લખેલું નથી. [પરંતુ] પરંપરાગત

* આ વિભાગ વિવિધ પ્રશ્નકારોએ પૂછેલા પ્રશ્નોના જવાબોનો છે. મૂળ પ્રશ્નો કેટલીક વાર મૂળ શબ્દોમા જ મૂકેલા છે, અથવા ટૂંકાવીને મૂકેલા છે. જ્યા જવાબ ઉપરથી જ પ્રશ્નનુ સ્વરૂપ સમજાય તેવુ છે, ત્યા તે મૂકયા નથી

તથા બીજા કેટલાક ગ્રંથોમાં એ વાત ચાલી આવે છે એમ વાંચેલુ છે અને સાભળેલુ છે તે વાક્ય મિથ્યા છે કે મૃષા છે એમ અમારો અભિપ્રાય નથી. તેમ તે વાક્ય જે પ્રકારે લખ્યુ છે તે એકાંત અભિપ્રાયે જ લખ્યુ છે એમ અમને લાગતુ નથી કદાપિ એમ ધારો કે તે વાક્ય એકાંત એમ જ હોય, તો પણ કોઈ પણ પ્રકારે વ્યાકુળપણુ કરવુ યોગ્ય નથી કારણકે, તે બધી વ્યાખ્યા જો સત્પુરુષના આશયથી જાણી નથી, તો પછી સફળ નથી. એને બદલે કદાપિ ધારો કે જિનાગમમા લખ્યુ હોય કે, ચોથા કાળની પેઠે પાંચમા કાળમા પણ ઘણા જીવો મોક્ષે જવાના છે, તો તે વાતનુ શ્રવણ કંઈ તમને કલ્યાણકર્તા થાય નહિ અથવા મોક્ષપ્રાપ્તિનુ કારણ હોય નહિ કારણકે, તે મોક્ષપ્રાપ્તિ જે દશાને કહી છે, તે જ દશાની પ્રાપ્તિ જ ઉપયોગી છે, કલ્યાણકર્તા છે શ્રવણ તો માત્ર વાત છે તેમજ તેથી પ્રતિકૂળ વાત પણ માત્ર વાત છે તે બેય લખી હોય અથવા તો એક જ લખી હોય અથવા નગરવ્યવસ્થાએ લખ્યુ હોય તો પણ તે બંધ કે મોક્ષનુ કારણ નથી માનવાનુ ફળ નથી, પણ દશાનુ ફળ છે બંધદશા તે બંધ છે, મોક્ષદશા તે મોક્ષ છે જ્યારે એ પ્રકારે છે, ત્યારે હવે આપણો આત્મા કઈ દશામા વર્તે છે અને તે ક્ષાયક સમકિતી જીવની દશાનો વિચાર કરવાને યોગ્ય છે કે કેમ તે જ વિચારવુ જીવને શ્રેયસ્કર છે પણ અનંત કાળ થયા જીવે તેનુ વિચાર્યું નથી અને નિષ્કારણપણે સિદ્ધપદ સુધીના ઉપદેશ જીવ અનંત વાર કરી ચૂક્યો છે. કદાપિ આગમને વિષે એમ કહેવાયેલો અર્થ ન્યો હોત નહિ, તોપણ ઉપર

ભવાંતરનું જ્ઞાન ઘટે છે — હોય છે. 'આત્મા નિત્ય છે', 'અનુભવરૂપે છે,' 'વસ્તુ છે,' એ પ્રકારે અત્યંતપણે દૃઢ થવા અર્થે શાસ્ત્રને વિષે તે પ્રસંગો કહેવામાં આવે છે. ભવાંતરનું જો સ્પષ્ટ જ્ઞાન કોઈને થતું ન હોય તો આત્માનું જ્ઞાન પણ કોઈને થતું નથી એમ કહેવા તુલ્ય છે. (૨૫)

૩. તીર્થંકર અને સુવર્ણવૃષ્ટિ

પ્રત્યેક ઠેકાણે તીર્થંકર ભિક્ષાર્થે જતાં સુવર્ણવૃષ્ટિ ઇત્યાદિ થાય એમ શાસ્ત્રના કહેવાનો અર્થ સમજવા યોગ્ય નથી. લોકભાષાનાં એ વાક્ય સમજવા યોગ્ય છે. રૂડા પુરુષનું આગમન કોઈને ત્યાં થાય, તો તે જેમ એમ કહે છે કે, 'આજે અમૃતના મેહ વૂઠ્યા ' તો તે કહેવુ સાપેક્ષ છે, યથાર્થ છે, તથાપિ શબ્દના ભાવાર્થે યથાર્થ છે. શબ્દથી પરભાર્યાં અર્થે યથાર્થ નથી.

[વળી] આત્મસ્વરૂપે પૂર્ણ એવા પુરુષના પ્રભાવજોગે તે બનવુ અસંત સંભવિત છે, એમ ઘટે છે, એમ કહેવાનો હેતુ છે. સર્વત્ર એમ બન્યું છે એમ કહેવાનો અર્થ નથી. સર્વ મહત્પ્રભાવજોગ પૂર્ણ આત્મસ્વરૂપ જ્યાં છે ત્યાં આધીન છે એ નિશ્ચયાત્મક વાત છે. તે આત્મસ્વરૂપથી મહત્ એવું કંઈ નથી. એવો આ સૃષ્ટિને વિષે કોઈ પ્રભાવજોગ ઉત્પન્ન થયો નથી, છે નહિ, અને થવાનો નથી કે જે પ્રભાવજોગ પૂર્ણ આત્મસ્વરૂપને પણ પ્રાપ્ત ન હોય. તથાપિ તે પ્રભાવજોગને વિષે વર્તવામાં આત્મસ્વરૂપને કંઈ કર્તવ્ય નથી. અને જો તેને પ્રભાવજોગને વિષે કંઈ કર્તવ્ય ભાસે છે, તો તે પુરુષ આત્મસ્વરૂપના અસંત અજ્ઞાનને વિષે

ક્ષય થાય છે, અને અનુક્રમે સર્વ જ્ઞાનની પ્રાપ્તિ થઈ, જીવ કૃતકૃત્ય થાય છે એ વાત પ્રગટ સત્ય છે પણ તેથી ઉપાર્જિત પ્રારબ્ધ પણ ભોગવવુ પડતુ નથી એમ સિદ્ધાંત થઈ શકતો નથી જેનાગમના વધુ કે એવા વીતરાગને પણ ઉપાર્જિત પ્રારબ્ધરૂપ એવા ચાર કર્મ વેદવા પડે છે, તો તેથી ઓછી ભૂમિકામા સ્થિત એવા જીવોને પ્રારબ્ધ ભોગવવુ પડે તેમાં આશ્ચર્ય નથી. કેમકે ઉપાર્જિત પ્રારબ્ધ અવેદ્યુ નાશ પામે તો પછી સર્વ માર્ગ મિથ્યા જ ઠરે. જ્ઞાનીના સતસંગે અજ્ઞાનીના પ્રસંગની રુચિ આળસે, અને સત્યાસત્યવિવેક થાય, અનંતાનુબંધી ક્રોધાદિ ખપે, અનુક્રમે સર્વ રાગદ્વેષ જાય, એ બનવા યોગ્ય છે. . તથાપિ જે દુ ખ અવશ્ય ભોગવ્યે નાશ પામે એવુ ઉપાર્જિત છે, તે તો ભોગવવુ જ પડે એમા કાઈ સંશય નથી (૨૨-૩૪)

## ૫. શાસ્ત્રના વિધિનિષેધો

ઘણુ કરીને જિનાગમમા 'સર્વવિરતિ' એવા સાધુને પત્રસમાચારાદિ લખવાની આજ્ઞા નથી આ પ્રમાણે સાધારણપણે શાસ્ત્રઉદ્દેશ છે તથાપિ જિનની જે જે આજ્ઞા છે તે તે આજ્ઞા, સર્વ પ્રાણી અર્થાત્ આત્માના કલ્યાણને અર્થે જેની કઈ ઇચ્છા છે તે સર્વને તે કલ્યાણનુ જેમ ઉત્પન્ન થવુ થાય અને જેમ વર્ધમાનપણુ થાય, તથા તે કલ્યાણ જેમ રક્ષાય તેમ કરી છે તથાપિ પાચ મહાવ્રતમાં ચાર મહાવ્રતમા [એટલે કે મૈથુનસંગ બાદ કરીને] ભગવાને પાછી બીજી આજ્ઞા કરી છે કે, જે આજ્ઞા પ્રત્યક્ષ તો મહાવ્રતને બાધકારી લાગે, પણ જ્ઞાનદૃષ્ટિથી જોતા તો રક્ષણકારી

તથાપિ તે લોકપચ્ચખાણ પોતાની ઇચ્છાએ તોડવા ધારે નહિ ગુણ પ્રગટવાના સાધનમાં જ્યાં રોધ થતો હોય ત્યારે તે પચ્ચખાણ જ્ઞાની પુરુષની વાણીથી કે મુમુક્ષુ જીવના પ્રસંગથી સહજ આકારફેર થવા દઈ, રસ્તા પર લાવવા કારણકે, વગર કારણે લોકોમાં અદેશો થવા દેવાની વાર્તા યોગ્ય નથી [કોઈ જ્ઞાની પ્રત્યે] ક્યારેક તેવો પત્રાદિવ્યવહાર તમને હિતકારીરૂપ છે માટે કરવો યોગ્ય લાગતો હોય, તો તે પત્ર કોઈ સત્સંગીને વંચાવીને મોકલવો, કે જેથી જ્ઞાનચર્ચા સિવાય એમાં કાંઈ બીજી વાર્તા નથી એવું તેમનું સાક્ષીપણું તે તમારા આત્માને બીજા પ્રકારનો પત્રવ્યવહાર કરતા અટકાવવાને સંભવિત થાય (૨૭)

## ૬ જીવ અને કર્મનો સબંધ

શ્રીજિને જીવ અને કર્મનો ક્ષીરનીરની પેઠે સંબંધ કહ્યો છે તેનો હેતુ એ છે કે ક્ષીર અને નીર એકત્ર થયા સ્પષ્ટ દેખાય છે છતા પરમાર્થે તે જુદા છે તેમજ જીવ અને કર્મનો સબંધ છે પણ જ્ઞાનદશા આવ્યા વિના જીવકાયાનું જે સ્પષ્ટ જુદાપણું છે, તે જીવને ભાસ્યામાં આવતું નથી હવે ત્યાં એમ પ્રશ્ન કર્યું છે કે જો જ્ઞાને કરીને જીવ ને કાયા જુદા જાણ્યા છે, તો પછી વેદનાનું વેદવું અને માનવું શાથી થાય છે? તે પછી ન થવું જોઈએ તેનું સમાધાન આ પ્રકારે છે સૂર્યથી તપેલા એવા પથ્થર તે સૂર્યના અસ્ત થયા પછી પણ અમુક વખત સુધી તપ્યા રહે છે અને પછી સ્વરૂપને ભજે છે, તેમ પૂર્વના સસ્કારથી ઉપાર્જિત કરેલા એવા વેદનાદિ તાપ તેનો આ જીવને

સંબંધ છે જ્ઞાનયોગનો કોઈ હેતુ થયો તો પછી અજ્ઞાન નાશ પામે છે અને તેથી ઉત્પન્ન થનાર એવું ભાવિ કર્મ નાશ પામે છે. પણ તે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું એવું વેદનીય કર્મ તે અજ્ઞાનના સૂર્યની પેઠે અસ્ત થયા પછી પથ્થરરૂપ એવા આ જીવના સંબંધમાં છે, જે આયુષ્ય-કર્મના નાશથી નાશ પામે છે. ભેદ એટલો છે કે, જ્ઞાની પુરુષને કાયાને વિષે આત્મબુદ્ધિ થતી નથી અને આત્માને વિષે કાયાબુદ્ધિ થતી નથી બેય સ્પષ્ટ ભિન્ન તેના જ્ઞાનમાં વર્તે છે આત્મજ્ઞાન હોવાથી પૂર્વોપાર્જિત [પ્રારબ્ધ] વેદનીય કર્મ નાશ જ પામે એવો નિયમ નથી. તે તેની સ્થિતિએ નાશ પામે વળી તે કર્મ જ્ઞાનને આવરણ કરનાર નથી અવ્યાબાધપણાને આવરણરૂપ છે. અથવા ત્યાં સુધી સંપૂર્ણ અવ્યાબાધપણું પ્રગટતું નથી. પણ સંપૂર્ણ જ્ઞાન સાથે તેને વિરોધ નથી જોકે, તે કર્મમાં જ્ઞાનીને આત્મબુદ્ધિ નહિ હોવાથી અવ્યાબાધગુણને પણ માત્ર સંબંધ આવરણ છે — સાક્ષાત્ આવરણ નથી (૨૭)

### ૭. સિદ્ધની ભક્તિ

પ્રશ્ન 'પરમાત્મસ્વરૂપ સર્વ ઠેકાણે સરખું છે, સિદ્ધ અને સંસારી જીવ સરખા છે, ત્યારે સિદ્ધની સ્તુતિ કરતાં કંઈ બાધ છે કે કેમ?'

ઉત્તર સિદ્ધ અને સંસારી જીવો એ સમસત્તાવાન સ્વરૂપે છે તથાપિ ભેદ એટલો છે કે, સિદ્ધને વિષે તે સત્તા સત્તાપણે છે જેમ દીવાને વિષે અગ્નિ પ્રગટ છે અને ચકમકને વિષે અગ્નિ સત્તાપણે છે, તે પ્રકારે. વ્યક્તિપણે

(પ્રગટતાં) અને શક્તિપણે (સત્તામાં) ભેદ છે, પણ વસ્તુની જાતિપણે ભેદ નથી. તે પ્રકારે સિદ્ધના જીવને વિષે જે ચેતનસત્તા છે, તે જ સૌ સંસારી જીવને વિષે છે. ભેદ માત્ર પ્રગટઅપ્રગટપણાનો છે. જેને તે ચેતનસત્તા પ્રગટી નથી, એવા સંસારી જીવને તે સત્તા પ્રગટવાનો હેતુ — પ્રગટ સત્તા જેને વિષે છે એવા સિદ્ધ ભગવંતનું સ્વરૂપ — તે વિચારવા યોગ્ય છે, ધ્યાન કરવા યોગ્ય છે, સ્તુતિ કરવા યોગ્ય છે. કેમકે તેથી આત્માને નિજરૂપનો વિચાર, ધ્યાન, સ્તુતિ કરવાનો પ્રકાર થાય છે, કે જે કર્તવ્ય છે. (૨૭)

## ૮. કેવળજ્ઞાન અને સર્વજ્ઞતા

[પ્રશ્નઃ કેવળજ્ઞાન પામેલો મુક્ત સર્વજ્ઞ હોય કે નહિ?]

ઉત્તર: કેવળજ્ઞાનના સ્વરૂપનો વિચાર દુર્ગમ્ય છે. ભૂતભવિષ્યનું કંઈ પણ જ્ઞાન કોઈને ન થાય એવી માન્યતા કરવી ઘટતી નથી. ભૂતભવિષ્યનું યથાર્થ જ્ઞાન થવા યોગ્ય છે. પણ તે કોઈક વિરલા પુરુષોને અને તે પણ વિશુદ્ધ ચારિત્રતારતમ્યે. ભૂતભવિષ્ય જાણવું એનું નામ કેવળજ્ઞાન છે એવી વ્યાખ્યા મુખ્યપણે શાસ્ત્રકારે પણ કહી નથી. જ્ઞાનનું અત્યંત શુદ્ધ થવે તેને કેવળજ્ઞાન જ્ઞાનીપુરુષોએ કહ્યું છે; અને તે જ્ઞાનમાં મુખ્ય તો આત્મસ્થિતિ અને આત્મસમાધિ કહ્યાં છે. [તેને વિષે] જગતનું જ્ઞાન થવું એ આદિ કહ્યું છે, તે અપૂર્વ વિષયનું ગ્રહણ સામાન્ય જીવોથી થવું અશક્ય જાણીને કહ્યું છે. કેમકે જગતના જ્ઞાન પર વિચાર કરતાં કરતાં આત્મસામર્થ્ય સમજાય. જગતનું

જ્ઞાન થવું તેનું નામ કેવળજ્ઞાન [એમ] મુખ્યાર્થપણે ગણવા યોગ્ય નથી. જગતના જીવોને વિશેષ લક્ષ થવા અર્થે વારંવાર જગતનું જ્ઞાન સાથે લીધું છે આત્મા જ્યારે અત્યંત શુદ્ધ જ્ઞાનસ્થિતિ ભજે તેનું નામ કેવળજ્ઞાન મુખ્યપણે છે. સર્વ પ્રકારના રાગદ્વેષનો અભાવ થયે, અત્યંત શુદ્ધ જ્ઞાનસ્થિતિ પ્રગટવા યોગ્ય છે તે સંદેહ યોગ્ય નથી જેમ બને તેમ જગતના જ્ઞાન પ્રત્યેનો વિચાર છોડી, સ્વરૂપજ્ઞાન થાય તેમ કેવળજ્ઞાનનો વિચાર થવા અર્થે પુરુષાર્થ કર્તવ્ય છે (૨૯)

### ૯. જ્ઞાન અને વિભાવો

ઘણે સ્થળે વિચારવાન પુરુષોએ એમ કહ્યું છે કે, જ્ઞાન થયે કામક્રોધ તૃષ્ણાદિ ભાવ નિર્મૂળ થાય તે સત્ય છે. તથાપિ તે વચનોનો એવો પરમાર્થ નથી કે, જ્ઞાન થયા પ્રથમ તે મોળા ન પડે કે ઓછા ન થાય મૂળ સહિત છેદ તો જ્ઞાને કરીને થાય પણ કષાયાદિનું મોળાપણું કે ઓછાપણું ન થાય ત્યાં સુધી જ્ઞાન ઘણું કરીને ઉત્પન્ન જ ન થાય (૨૯)

### ૧૦. સંન્યાસ અને વંશવૃદ્ધિ

[પ્રશ્ન જૈન માર્ગમાં ગૃહસંસારનો ત્યાગ કરવાનો ઉપદેશ છે પરંતુ મનુષ્યદેહ એ મોક્ષનું સાધન છે તો સંન્યાસનો ઉપદેશ આપવાથી મોક્ષના સાધનરૂપ મનુષ્યદેહની વૃદ્ધિ જ થતી અટકે તેનું શું?]

ઉત્તર જૈન અને બીજા બધા માર્ગમાં ઘણું કરીને મનુષ્યદેહનું વિશેષ માહાત્મ્ય કહ્યું છે તે સત્ય છે પણ જો

